# ગેટવે ઑફ ઇન્ડીઆ ઇતિહાસમાળા

વકીલ અને થુથી



## ઇતિહાસની વાતો ૧

લૉન્ગમેન્સ ગ્રીન ઍન્ડ કંપની, લીમીટેડ 

૭૯૫૩૫

# ગેટવે ઑફ ઇન્ડીઆ ઇતિહાસમાળા.

## પુસ્તક—પહેલું.

કર્તા
પ્રોફેસર ચંદુલાલ વકીલ, એમ.એ., એમ.એસ્સી. (લંડન)
અને
ડૉકટર નોશીરવાન શુથી, ડી. ફીલ. (ઑકસફર્ડ)
મુંબઇ યુનીવરસીટી સ્કુલ ઑફ ઇકોનોમીકસ એન્ડ સોશયોલોજી.



લૉંગમેન્સ ગ્રીન એન્ડ કંપની, લીમીટેડ,
૫૩, નીકલ રોડ, મુંબાઈ, ૧.
કલકત્તા, મદ્રાસ, લન્ડન, ન્યુયૉર્ક.
૧૯૨૮

સર્વે હક્ક સ્વાધિન રાખ્યા છે.

# ઈતિહાસની વાતો

## ભાગ—પહેલો

### સાંકળીયું.

# પ્રસ્તાવના

આપણી શાળાઓ અને કૉલેજમાંથી નીકળતા વિદ્યાર્થીઓનું ઇતિહાસનું જ્ઞાન સંતોષકારક હોતું નથી. આમ હોવાનું ખાસ કારણ એ છે કે ચાલુ શિક્ષણમાં ઇતિહાસનો અર્થ ઘણો સાંકડો કરવામાં આવે છે.

કોઈપણ દેશનો ઇતિહાસ એટલે ત્યાંના લોકોના જીવનની, મનોરથોની, આદર્શોની, સુખદુઃખોની ચડતીપડતીનું કથન. ઇતિહાસ કાંઈ માત્ર હારજીતનું વર્ણન નથી. જીંદગી એટલે હારજીતની બાજી એમ આપણે સમજી રહ્યા છીએ તે ખોટું છે. જીવનના આદર્શ તો બીજાજ હોય. પવિત્ર પયગમ્બરોના વચનો તો કાંઇ જુદુંજ સુચવી રહ્યાં છે. જીવવું તો એમને મન બીજાને જીવાડવામાં સમાયું છે. ને તે તો એકને સુખ તો બધાને સુખ, અને એકને દુઃખ તો બધાને દુઃખ એમ હોય તોજ થાય. આ ઉપરથી સમજાશે કે ઇતિહાસ એટલે માણસોની હરિફાઇનો ચિતાર નહિ. પણ તેમની એક બીજાની હમશરીકી એટલે મદદગારીની ચડતીપડતીની કથા.

કોઇપણ વિષયમાં શીખનારને રસ પડે તોજ તે વિષય સહેલાઇથી શીખી શકાય. દશ બાર વર્ષના બાળકથી હજારો વર્ષ પહેલાની ભૂતકાળની વાતો સહેલાઇથી ન સમજાય. બાળક તો પોતે પોતાની આજુબાજુ જે જોઈ રહ્યો હોય, અનુભવી રહ્યો હોય, તેને લગતી વાતો વધારે સહેલાઈથી ગ્રહણ કરી શકે. આ ઇતિહાસમાળાના પહેલા ત્રણ ભાગમાં આ મુદ્દાને અનુસરીને અમુક મહાન પુરૂષોના વૃત્તાંતો આપવાની યોજના કરી છે. અને અમુક ઉપયોગી ક્રમ પ્રમાણે તેમના પૂર્વજોની જીંદગીનો હેવાલ તેની પછી આપવામાં આવ્યો છે.

દશ બાર વર્ષના બાળકોને મહાન પુરૂષોના જીવન ચરિત્રો વડે ઇતિહાસની ઘણી ઉંડી વાતો સમજાવી શકાય. ઇતિહાસના

બનાવોના મૂળ તો ઉંચા ખ્યાલોમાં અને ભવ્ય આદર્શોમાં હોય છે. ને તે બધા કોઇ મહાપુરૂષના જીવન પ્રકાશરૂપેજ રેલાય છે. તેટલા માટે પહેલા ત્રણ પુસ્તકોની રસકથાઓમાં બનાવોના મૂળરૂપ મહાન વિચારો અને ભાવનાઓ આલેખી છે. તેથી દરેક મોટો માણસ એટલે સ્વદેશ કે પરદેશના આચાર વિચાર અને પરાક્રમની મૂર્ત એવું ભાન બાળકને થાય. આથી બાળકો મોટા મનનાં અને ઉદાર ભાવનાવાળા થતાં જાય. એ રીતે બનાવોની સાથે વિચારો અને આદર્શો એક સરખી રીતે પરસ્પરનો સંબંધ દર્શાવી શકશે ને બાળકોને મજા પડશે.

ઇતિહાસનો ભૂગોળ સાથેનો સંબંધ તેમજ સાહિત્ય સાથેનો સંબંધ અમે ધ્યાનમાં રાખ્યો છે. તે બાબત બાળકોને યોગ્ય સુચનાઓ શિક્ષકો આપશે એમ અમે આશા રાખીશું.

આદર્શો મોટા રાખવા સહેલ છે. પણ તેમને અનુભવમાં મુકવા કઠણ છે. તેમ કરવામાં ઘણા મિત્રોની મદદની જરૂર રહે તે સ્વાભાવિક છે. આવી મદદ માટે ઉપકાર તો ઘણા સજ્જનોનો છે. પણ આ પુસ્તકોની યોજના કરવામાં અને લખવામાં જેઓએ હૃદયપૂર્વક સહાય આપી અને ઉત્સાહ પ્રેર્યો, તેમાં કવિશ્રી લલિતજીએ જે ફાળો આપ્યો તેનો જાહેર સ્વીકાર થવોજ જોઇએ.

પ્રકાશકોની ભલામણ પ્રમાણે આ પુસ્તકોની ગુજરાતી તેમજ મરાઠી આવૃત્તીઓ એક્કી સાથે તૈયાર કરવાની અમે ગોઠવણ કરી છે. મરાઠી આવૃત્તીનું લખાણ રા. દિનકર વિનાયક કાળે, એમ.એ. ને હાથે કરવામાં આવ્યું છે. આ પુસ્તકોની યોજનામાં તથા તેમાં દાખલ કરવામાં આવનારી ચીજોની પસંદગીમાં તેમણે અમને સારી મદદ આપી છે.

ચંદુલાલ નગીનદાસ વકીલ
નોશીરવાન અરદેશર શુથી

મુંબાઇ, તા૦ ૧-૧૨-૨૮

# શબ્દ કોષ.

**આ પુસ્તક સરળ ભાષામાં લખવા છતાં વિદ્યાર્થીઓ સહેલાઇથી સમજી શકે તે માટે કેટલાક શબ્દોના અર્થ નીચે આપવામાં આવ્યા છે.**

અકાળ મૃત્યુ—કવખતે મરણ.
અગમને દ્વારે—પ્રભુના દરબારમાં.
અઢળક—ઓછી ન થાય તેવી.
અઢારે વર્ણ—આખી માણસ જાત.
અવનવા—નવા નવા.
અસહ્ય—નહિ ખમી શકાય તેવું.
અર્થશાસ્ત્ર—દેશની દોલતની આવક-જાવકની વિદ્યા.
અશ્વ—ઘોડો.
આકુળવ્યાકુળ—ગભરાઇ ગયેલો.
આણવર્તે—હકુમત ચાલે.
આત્મશ્રદ્ધા—પોતાપર ભરોસો.
આદર્શો—ઉંચા વિચારો.
આપસવાઇ—પોતાની મેળે મોટા થવું તે.
આભડછેટ—અભડાઇજવાની બ્હીક.
ઉદય—ચડતી.
ઉદ્ધાર—ખરાબ હાલતમાંથી છૂટી ઉંચી દશામાં જવું તે.
કલાભવન—હુન્નર શીખવાની નિશાળ.
કુળદીપ—કુટુંબનું નામ રાખે તેવો.
કુલીન—ખાનદાની.
ખરીતો—બાદશાહી લખાણનો કાગળ.
ખીલાસાણસો—મોટી લોખંડની પકડ.
ગીતાજી—હિન્દુ લોકોના ધર્મનું પુસ્તક.
ગોપીભાવ—ગોપીઓના જેવો પૂરો પ્રેમ.
ગોરાંગરવાં—સફેદ અને ઘટ્ટ.
ગ્રન્થો—કિતાબો.
ગ્રહણ કરવું—સમજી જવું.
ચક્રવર્તી—જેનો બધે ઠેકાણે અમલ ચાલે તે; મોટો.
ચૉરો—ગામના લોકોને મળવાની જાહેર જગા.
જગવિશાળ—આખી દુનીઆમાં ફેલાએલું.
જયંતી—પવિત્ર તહેવાર.
જાગૃતિ—હોશીયારી.
જાડેજા—જાદવ કુટુંબના.
ઝરૂખા—ઝુલતી અગાશી.
તત્વજ્ઞાન—ફિલસુફી.
તરવરતી—ચાલાક.
તીર્થરૂપ—માન આપવા જેવા.
તેજસ્વી—ચમકદાર.
દત્તક—કરી લીધેલો વારસ.
દુર્દૈવ—કમનસીબી.
દંતુશળ—લાંબા દાંત.

ધગશ—જોશભરી લાગણી.
ધર્મપરાયણ—ધર્મ પાળનાર.
નવજીવન પ્રેરે—જીંદગીમાં નવો જોશ લાવે.
નાદ—ધૂન.
નાવિક—દરીઆઈ.
નિરાકરણ—સમાધાની.
પનોતો—ખુશનસીબ, નસીબદાર.
પરિચય—સારી ઓળખાણ.
પક્ષાપક્ષી—બે બાજુના સામસામા ઝઘડા.
પ્રજાભકત—રૈયતનું કહ્યું કરનાર.
પ્રગતિ—સુધારો.
પ્રજાસત્તાક—રૈયતની હકુમતવાળું.
પાટનગર—રાજધાની.
પાપમુક્ત—પાપ વગરનું.
પુસ્તકાલયો અને વાંચનાલયો—લાયબ્રેરી અને વાંચવાની જગા.
પૂર્વજ—વડીલ.
પંક્તિના—નંબરના.
બાઇબલ—ખ્રીસ્તી લોકોના ધર્મનું પુસ્તક.
બેહતરી—સુધારો.
ભાવનાઓ સ્ફુરી—આશાઓ પ્રગટી.
મઢૂલી—નાજુક ઘર.
મનોભાવના—મનના ઉંચા વિચાર.
મનોરથ—દિલની મુરાદ.
મર્દાની—પુરૂષને છાજતી.
મહોત્સવ—મોટો મેળાવડો.
મુક્ત—છૂટો.
મોખરે—સૌથી આગળ.
યદુવંશ—જાદવરાજાનું કુટુંબ.
યુદ્ધકલા—લડાઇનો હુન્નર.
રાજરિયાસત—રાજદરબાર.
રાજવી—રાજાને શોભે તેવી.
રાજેન્દ્ર—મોટો રાજા.
રાષ્ટ્રીય—આખા દેશની.
રંકનારાવ—ગરીબ હાલતમાંથી રાજા બની જાય તે.
લેતાંવેંત—લઇને તુરતજ.
વિચારદષ્ટિ—ઊંડી સમજ.
વ્હારે ધાઓ—મદદે દોડો.
સજ્જ—તૈયાર.
સજ્જનો—સારા માણસો.
સતત—જારી રાખેલો.
સમયસુચકતા—વખત જોઇને કામ કરવાની હોશીયારી.
સમદષ્ટિ—ઇન્સાફ.
સંત—સારો માણસ.
સંયમી—મનપર કાબુ રાખનાર.
સંસ્કારી—ઘણો કેળવાએલો.
સંસ્થા—મંડળ.
સંસ્થાનો—નાનાં રાજ્યો.
સલ્તનત—રાજ્ય.
સાધુપીડા—ધર્મને માટે સંકટ.
સામાજિક—સંસારને લગતું.
સામ્રાજ્ય—મોટું રાજ.
સાહસિકતા—બહાદુરી.
સુજનતા—સારી લાયકાત.
સ્તબ્ધ—ગભરાઇ ગયેલો.
સ્મારક—યાદગીરીની નિશાની.
સ્વાભાવિક—કુદરતી.
સ્વાશ્રય—પોતાપર આધાર.
હિતેશ્રી—ભલું ચાહનાર.

# ઇતિહાસની વાતો.

## ૧

### યમુનાને તીરે—બાદશાહ જ્યૉર્જ પાંચમા.

ઉત્તરે દુનીઆમાં સૌથી ઉંચા હિમાલયના પહાડોની હાર, દક્ષિણે મહાસાગર અને વચ્ચે મીઠાં જળવાળી વિશાળ નદીઓનો પ્રદેશ, તે આપણો હિન્દ.

તે નદીઓમાંની એક ઘણી સુન્દરને યમુના કહીએ છીએ. તેને કાંઠે તો રાજવૈભવ ભોગવાય અને હિન્દની બાદશાહુત સ્થપાય. એવી યમુનાને તીરે દિલ્હી શહેર આવેલું છે. ત્યાં હિન્દના હાલના અંગ્રેજ બાદશાહ નામદાર પાંચમા જ્યૉર્જનો રાજ્યાભિષેક સત્તર વર્ષપર થયો હતો. આ પ્રસંગના ભવ્ય રાજદરબારની યાદગારીમાં હાલ રૈનકદાર બાંધણીવાળું નવું દિલ્હી બંધાઈ રહ્યું છે.

આ દરબારમાં હિન્દના મહારાજાઓ અને નવાબો, અમીર ઉમરાવો તથા મહાજનો નામદાર બાદશાહને માન આપવા માટે રાજ્યાભિષેકના મહોત્સવમંડપે ભેગા થયા. તેમની વચ્ચે રાજવૈભવના ભરપૂર ભપકામાં બિરાજેલા બાદશાહને મહારાણી સાથે સજોડે જોઇને હિન્દની પ્રજા ખુશ થઈ.

તે વખતે બાદશાહે દિલ્હીને નવાં રાજધાનીના શહેર તરીકે જાહેર કર્યું. પછી જાતે આશાનો કોલ આપ્યો કે

મારી દાદીમા મહારાણી વિક્ટોરીઆને પગલે હું ચાલીશ.

બાદશાહનાં આવાં વચનથી હિન્દની પ્રજામાં જુની રાજભક્તિ અને વિશ્વાસ જાગ્યાં. આ નવી જાગૃતિનું કારણ એ પણ હતું કે નામદાર બાદશાહ ઈંગ્લાંડના પ્રજાભકત રાજા છે; અને બ્રિટીશ પ્રજાની પેઠે સ્વમાન, ન્યાય અને સ્વતંત્રતા તેમને અતિ પ્રિય છે.

હિન્દમાં તેમની વતી અંગ્રેજ સરકાર હાલ રાજય કરે છે. તેમના પ્રતિનિધિ વાઇસરૉયનો મુકામ હિન્દી પાટનગર દિલ્હીમાં છે. પણ બાદશાહ પોતે તો આપણાથી છ હજાર માઇલ દૂર આવેલા લંડન શહેરમાં રહે છે. બ્રિટીશ સામ્રાજ્ય જગવિશાળ મહારાજ્ય છે. પાર્લામેંટ અને પોતાના પ્રધાન-મંડળની સલાહસંમતિ લઇને નામદાર શહેનશાહ આવાં મોટા રાજ્યનો કારભાર ચલાવે છે.

બાળક હતા ત્યારથી જ આપણા રાજાજી દરીઆના દોસ્ત કહેવાતા. એમણે દરીઆઈ લશ્કરની આગબોટ ઉપર કવાયદ કરી યુદ્ધકળા શીખી લીધી. વળી એમને રાજકાજની તથા બીજી સંગીન તાલીમ એમનાં દાદીમાની દેખરેખ હેઠળ મળી. હજી પણ લોકો હેતથી તેઓને "અવર સેલર કીંગ" એટલે "આપણા નાવિક રાજેન્દ્ર" ને નામે ઓળખે છે.

તેમના મોટા ભાઈ પ્રીન્સ આલ્બર્ટ વિકટર આશરે ચાળીશ વર્ષપર મરણ પામ્યા. આથી તેઓ ગાદીવારસ થયા. તેમનાં દાદીમા મહારાણી વિક્ટોરીઆ હજી તે વખતે જીવતાં

હતાં. તેમની છાયામાં રહીને તેમણે ઉદારતા શીખી લીધી. અને તેમના પિતાશ્રી નામદાર એડવર્ડ બાદશાહે પોતાનો સુલેહશાંતિ અને દિલસોજીનો ગુણ એમનામાં રેડયો. આવા આપણા અમીર અને ગરીબપરવર જ્યૉર્જ બાદશાહ હિન્દમાં કંઇક સમય પણ રહ્યા કરતા હોય તો કેવું મજાનું !

તેમનાં લગ્ન મહારાણી મેરી સાથે થયાં. એ નામદાર બાનુ પણ કેળવાએલાં, શાણાં ને ભલાં છે. આથી પાંચ કુંવરો અને એક કુંવરી રાજરીતનું સુંદર ગૃહશિક્ષણ મેળવવાને ભાગ્યશાળી થયાં. અંગ્રેજ પ્રજાના ઘરસંસારના સુંદર નમુનારૂપ તેમણે આ પ્રમાણે રાજકુટુંબને બનાવ્યું છે. આટલી મોટી બાદશાહત ઉપર એમની છાયા છતાં તેઓ બન્ને રહેણીકરણીમાં બહુ સાદાં, સરલ અને રાજવી સુજનતાવાળાં છે.

મહારાણી વિકટોરીઆ સને ૧૯૦૦માં એકાશી વર્ષની ઉમરે સ્વર્ગવાસી થયાં. ત્યારે સાતમા એડવર્ડ બાદશાહ થયા; અને નામદાર જ્યૉર્જ પ્રીન્સ ઑફ વેલ્સ અને યુવરાજ થયા.

પછી સને ૧૯૦૫માં તેમણે હિન્દની મુસાફરી કરી. આથી નાના પ્રકારના અનુભવ લઈ હિન્દ અને હિંદીઓનો પરિચય કીધો. છેલ્લે તો દિલ્હીની ગાદીએ બિરાજવા તેઓ નામદાર શહેનશાહબાનુ સાથે પધાર્યાં. તે વેળા તેમની વય છેતાળીસ વર્ષની હતી. મુંબાઇમાં પાલવા બંદરે તેમને દબદબાભરેલા દરબારમાં શાહી માન આપવામાં આવ્યું.

આ મેળાવડાની યાદગારીમાં તેજ જગ્યાએ એક આલીશાન રાજમંડપ બાંધવામાં આવ્યો છે. તેને "ગેટ ઑફ ઈંડીઆ" એટલે હિન્દનો દરવાજો કહીએ છીએ. આ પુસ્તકનાં આગલાં પૂઠાંપર આનું ચિત્ર આપ્યું છે. રાજમંડપની નમુનેદાર કારીગીરી અમદાવાદની જુની ઇમારતોનો ખ્યાલ આપે છે.

ગાદીએ આવ્યા પછી ત્રણ વર્ષને અંતે સને ૧૯૧૪માં યુરોપમાં મોટી લડાઈ જાગી. તેમાં ઇંગ્લાંડ, ફ્રાન્સ, વગેરે એક બાજુએ અને જર્મની, ઑસ્ટ્રીઆ, વગેરે સામી બાજુએ હતાં. આ ભયંકર યુદ્ધ ચાર સાલ ચાલ્યું; તેવું અગાઉ કદી પણ થયું ન હતું. લડાઈ દરમ્યાન હિન્દુસ્તાને અંગ્રેજ સરકારને ઘણી સંગીન મદદ આપી અને નામદાર શહેનશાહ અને બ્રિટીશ પ્રજા માટે ભલી લાગણીઓ દર્શાવી.

જ્યૉર્જ બાદશાહ જેવા ભાગ્યશાળી અને જાહોજલાલી-વાળા શહેનશાહ પૃથ્વીભરમાં થયા નથી. ધરતીનો ચોથો ભાગ તેમને તાબે છે. પૃથ્વીના ગોળા ઉપર ઠેકઠેકાણે તેમનો વાવટો ફરકે. આવું એક ચક્રવર્તી વિશાળ અને બળવાન રાજ્ય આજ સુધી ઇતિહાસમાં થયું નથી. તેમના રાજ્યમાં દિવસના ચોવીસે કલાક કેથે ને કેથે સૂર્ય તો પ્રકાશેજ. આથી બ્રિટિશ સામ્રાજ્યમાં સૂરજ કદીએ આથમતો નથી એમ કહેવાય છે.

૨

## અશ્વકુમાર એડવર્ડ, પ્રિન્સ ઑફ વેલ્સ.

જ્યોર્જ બાદશાહના પાટવી કુંવર એડવર્ડને પ્રિન્સ ઓફ વેલ્સ કહેવામાં આવે છે. છસો વરસની વાત ઉપર ઈંગ્લાંડના રાજા પહેલા એડવર્ડે વેલ્સના છેલ્લા રાજાને હરાવીને તેનું રાજ્ય જીતી લીધું. ત્યારથી સ્વમાની વેલ્શ પ્રજાના મનની સમાધાની માટે ઈંગ્લાંડના રાજાના દરેક પાટવી કુંવરને 'પ્રિન્સ ઑફ વેલ્સ' એટલે 'વેલ્સના રાજપુત્ર' એવું ઉપનામ અપાયું. આ પ્રમાણે પ્રિન્સ ઑફ વેલ્સ અને ઇંગ્લાંડની ગાદીના વારસ હિન્દના પણ યુવરાજ કહેવાય.

યુવરાજ એડવર્ડ અતિશય શૂરા, સાહસિક, અને મર્દાની રમતગમતના ઘણા શોખીન છે. ઘોડાપર બેસી પોલોની રમત અને વિમાનની સફર વગેરેમાં તેઓ અતિ પ્રવીણ છે. એવાં સાહસમાં તેઓ ઘણીવાર એટલા બધા નિડર જોશમાં આવી જાય છે કે તેમની જીંદગીને નુકસાન પહોંચવાનો ભય રહે. તેમ છતાં ઇશ્વરકૃપાથી તેમને કાંઇ હાનિ થતી નથી.

તેમનો હસતો ચહેરો, મીલનસારી, અને સરલ સ્વભાવ લોકોનાં હૈયાં જીતી લે છે. આથી તેઓ ઘણા લોકપ્રિય થઇ પડયા છે.



નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ—હિન્દી લશ્કરી લેબાશમાં.

"રીનાઉન" નામની લશ્કરી આગબોટમાં તેમણે દુનીઆના જુદાજુદા ઘણા ભાગોમાં જાતે મુસાફરી કરી. સાતેક વર્ષપર તેઓ હિંદુસ્તાનની મુલાકાતે પધાર્યા હતા ત્યારે પોતાન સરળ અને કુલીન હૃદયથી બધી પ્રજાનાં મન હરી લીધાં. મુસાફરીમાં એમણે હિન્દમાં જે જોયું ને અનુભવ્યું તેના લાભ તેઓ રાજા થાય ત્યારે જરૂર હિન્દુસ્તાનને મળે એવી આશા આપણે બધાં રાખીએજ. મુંબાઇમાં પધરામણી થઇ તેની યાદમાં તેમનું એક સુન્દર બાવલું કોટમાં બેંડસ્ટેંડ પાસે ખુલ્લું મુકાયું છે.

## ૩

## મહારાણી વિકટોરીઆ.

શહેનશાહ જયોર્જનાં દાદી મહારાણી વિકટોરીઆની કારકીર્દી તો ઇતિહાસમાં જાણે વીજળીની વેલ જેવી અંકાએલી છે. એકાશી વર્ષ જીવી તેઓએ ત્રેસઠ વર્ષ રાજય કર્યું. તેમનો જન્મ ગઈ સદીની શરૂઆતમાં થયો. તેમના અમલ દરમીઆન જગતભરમાં ઘણા જાણવા જેવા ફેરફાર થયા. આથી માણસ-જાતની સુખસગવડમાં વધારો થયો. તેમના રાજની શરૂઆતમાં આગબોટો તેમજ આગગાડી તો હજી શરૂ થયેલી. તાર અને ટેલીફોનની યુક્તિઓ પણ નહિ; અને વીજળીની જાદુગરીનું તો



મહારાણી વિક્ટોરીઆ.

મુંબઇના શિલ્પકાર, રા. જી. કે. મ્હાત્રેના બાવલા પરથી.

કોઇને ભાનજ નહિ. સાઇકલ બહુ ઓછી; અને મોટર તો કોઇની કલ્પનામાં યે નહિ. આવી આવી અનેક જાતની નવી નવાઇઓ અને સુખવર્ધક રચનાઓ મહારાણીજીના વખતમાં પ્રગટી.

આ બધાંના પરિણામે આપણે આજે નવીજ દુનીઆમાં રહીએ છીએ. માણસજાત વિમાનમાં ઉંચે હવામાં જઈ મોજ ઉડાવી રહી છે. પાણીમાં ડુબકી મારી દરીઆને તળીએ ઉતરવું એ તો જાણે રમત. ટેલીફોનવડે દરીઆપાર રહેનારાં સામસામે વાતો કરે. વાયરલેસથી એટલે વગર તારે બહુ દૂર સંદેશા મોકલાય. અને રેડીઓ તો લાંબેથી ગાયન-વાદન તથા ભાષણો વગેરે સંભળાવે. એવી એવી કેટલીએ નવીનવી કરામતો દિનપરદિન વ્યવહારમાં મચી રહી છે. આ બધા બનાવોની શરૂઆત મહારાણીના રાજ્યમાં થઈ.

વળી તેમના અમલમાં બ્રિટીશ મહારાજ્ય પૃથ્વીભરમાં ઘણું ફેલાયું; વધતી આબાદીને લીધે લોકોને ઉંચી કેળવણી મળી; હુન્નરઉદ્યોગ અને દરીઆપારનો વેપાર વધ્યો; અને જગતમાં બધે આબાદાની ફેલાઈ રહી.

ઇંગ્રેજી ઇસ્ટ ઇંડીઆ કંપનીએ હિન્દનો રાજકારભાર સો વરસ ચલાવ્યો. ત્યારપછી ઇસ્વીસન ૧૮૫૮ માં ગ્રેટબ્રિટનની પાર્લામેન્ટે આપણા દેશનો કારભાર કંપનીના હાથમાંથી પોતે લઈ લીધો. ત્યારે વિકટોરીઆ હિંદના મહારાણી થયાં. હિન્દુ-સ્તાનપર તેમને પહેલેથીજ પ્રેમ. તેથી રાજમાતાની મીઠી નજરે હિન્દની રૈયતને, અંગ્રેજ પ્રજાની હારેજ બધી વાતે રાજી

રાખવાનાં તેમણે વચન આપ્યાં. આ રાજવચનના ખરીતાને લોકો મહારાણીજીનો ઢંઢેરો કહે છે.

તેમના પતિનું નામ પ્રિન્સ આલ્બર્ટ. તેઓ હેનોવર કુળના જર્મન રાજવંશી હતા. આ લગ્નથી ચાર પુત્રો ને પાંચ પુત્રીઓ થયાં. તેમાં સર્વથી વડા સાતમા એડવર્ડ ગાદીએ આવ્યા.

ચોથી પેઢી સુધી બાળગોપાલને જોઈમળી તેઓ સને ૧૯૦૦ માં સ્વર્ગવાસી થયાં. તે દિવસે હિંદુસ્તાનમાં દરેક કુટુંબે જાણે ઘરની મોટી મા ગુજરી ગઇ હોય તેમ લાગણીભર શોક પાળ્યો.

તેઓ જાતે તો હિન્દમાં કદી આવ્યાં નહિ. પણ પ્રિન્સ એડવર્ડને સને ૧૮૭૫ માં ખસુસ કરીને મોકલ્યા. ત્યારે પાટવી કુંવરને સારા હિન્દે હેતભર આવકાર આપ્યો. બધાંને રાજ-ભક્તિની ઊંડી ભાવનાઓ સ્ફુરી. એવી લાગણીથીજ હિંદની રૈયત આજપણ એમના રાજવંશજો પાસે તેમનાં દાદીમાના કોલ પાળવા સમજાવી રહી છે.

તેમની કુલીન રાજરીત તો તેમનાં કુળમાં ઓધે ઉતરી. તેઓ જુના જમાનાનાં, દયાળુ, મોટા મનનાં હતાં. આપણા હિન્દ દેશને માટે એમને ઘણું માન. તેવુંજ હજી રાજકુટુંબને છે. અંગ્રેજ પ્રજા તો ચતુર ને શાણી છે; તેથી રાજકુટુંબને પગલે ચાલી એવુંજ માન આપણી હિન્દી પ્રજા માટે રાખે અને દુનીઆ-ભરમાં વધારે તો બધાંને લાભજ લાભ.

## ૪

## કોલ્હાપુરના મહારાજા.

હિંદુસ્તાનના સર્વોપરિ મહારાજા પાંચમા જ્યોર્જની આણ બધે વર્તે. આખા દેશનો રાજકારભાર મોટે ભાગે અંગ્રેજ



કોલ્હાપુરના મહારાજા સાહેબ.

અમલદારો ચલાવે છે. તે ઉપરાંત કેટલાક ભાગમાં થોડે ઘણે અંશે હિન્દી રાજાઓની સત્તા ચાલુ છે.

આ રાજાઓ હિંદુસ્તાનના અસલના રાજાઓના અથવા સરદારોના વંશજો છે. અંગ્રેજી રાજ્ય આવ્યું ત્યારે કોલકરારથી હિન્દી રાજવંશીઓને પોતાના સંસ્થાનોમાં અમુક હદની રાજસત્તા આપવામાં આવેલી. આમાંના કેટલાક હૈયાત રાજાઓની વાત આપણે કરીશું.

મહારાષ્ટ્રની દક્ષિણે એક જુનું મરાઠા રાજ્ય છે. તેની રાજધાની કોલ્હાપુર. ત્યાં મહારાજા રાજારામ છત્રપતિ રાજ કરે છે. મહારાષ્ટ્રમાં મરાઠાઓ તેમને બહુ માન આપે છે. કારણ કે તેઓ શિવાજી મહારાજના વંશજ થાય.

રાજારામ પોતાના આવા પ્રતાપી પૂર્વજને માટે પૂજ્યભાવ અને અભિમાન કેમ ન રાખે? આવી મનોભાવનાથીજ શિવાજી મહારાજની ત્રણસો વર્ષની જયન્તી બહુ ભપકાથી ઉજવી. આ વેળા પુનામાં શિવાજી મહારાજનું સ્મારક સ્થપાયું. તેમાં શિવાજી મહારાજ ઘોડાપર સજ્જ થયેલા દેખાય છે.

રાજારામ કેળવાએલા, અતિ જોરાવર પહેલવાન જેવા મરાઠા ક્ષત્રીય છે. આ તેમના ચિત્રપટ ઉપરથી જોઇ શકશો.

## ૫

## રંકના રાવ: સયાજીરાવ ગાયકવાડ.

પચાસ વરસની વાતપર ગોપાળ નામે એક તેજસ્વી છોકરો ખાનદેશના કેવલન ગામમાં તેનાં ગરીબ



વડોદરાના મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ.

માબાપ સાથે રહેતો. તેને બે ભાઇઓ. તેમાં પોતે વચલો. તેઓ બધા ગાયો ચારે, ને ખેતરમાં કામ કરે. આવું હોય ત્યારે વળી નિશાળે ભણવાનું કયાંથી સૂઝે? એ બધાનો ઘરવહેવાર આમ ચાલતો. તેવામાં એક દિવસે વડોદરાનાં રાણીજી જમનાબાઇએ તે ત્રણે બાળકોને ખાસ તેડાવ્યા. એમ બોલાવવાનું કારણ એ હતું કે વડોદરાના રાજાને ત્યાં કોઇ પુરૂષ વારસ ન હતો. તેથી ગાયકવાડ કુટુંબનો કોઇ છોકરો છે કે નહિ તેની તપાસ થઇ. તપાસમાં એ ત્રણે ભાઇઓને તેડાવ્યા. કારણ કે તેઓ અસલ પીલાજી ગાયકવાડના કુટુંબી હતા.

રાણીજી જમનાબાઇએ વચલા ગોપાલને પસંદ કર્યો. કારણ કે તે હાજરજવાબી, ચાલાક અને તેજસ્વી જણાયો. દત્તક લેવાતાં ગાયકવાડની ગાદીએ બેઠો, અને સયાજીરાવ નામ ધારણ કર્યું. પ્રભુ રંકને રાય એમ બનાવે!

પછી તો તેઓ ખૂબ ભણ્યા ગણ્યા ને રાજરીતમાં બાહોશ થયા. તેથી તે બહુ ચતુર અને પ્રજાપ્રિય નીવડયા. એ ગોપાળ તેજ વડોદરાના આજના ગાયકવાડ સરકાર મહારાજા શ્રી ત્રીજા સયાજીરાવ. રાજયની લગામ હાથમાં લેતાંવેંત, તેમણે પોતાના પ્રદેશને ઘણી વાતે આબાદ કર્યો. મહારાજા આખી દુનીઆના દેશેદેશમાં જાતે મુસાફરી કરે તેના લાભ પણ વસ્તીને મળેજ તો!

આમ દરેક જાતના ઉદ્યોગ ખીલવવા માટે તેમણે 'કલાભવન' નામની સંસ્થા વડોદરામાં ખોલી. તેના પહેલા

સંચાલક પ્રોફેસર ત્રિભુવનદાસ ગર્જર થયા. પ્રજાના સુખને માટે રાજકારભારમાં જમાના અનુસાર અનેક સુધારા તેમણે કર્યા છે. અઢારે વર્ણના તમામ લોકાને શિક્ષણ મળે તેવી શાળાઓ આખાં રાજ્યમાં ઠેકઠેકાણે સ્થપાઇ છે. ઘણાં વાંચનાલયો અને પુસ્તકાલયો પણ ઉઘાડયાં છે. વળી છોકરાઓની પેઠે છોકરીઓની શાળાઓ કાઢી છે. એ કામમાં મહારાણી ચીમનાબાઇ ઘણો ઉત્સાહ લે છે. આ બધી યોજનાઓની વ્યવસ્થા સરકાર કરે છે.

શ્રીમંત ગાયકવાડનું કુટુંબ કેળવાએલ અને સંસ્કારી છે. બધી વાતમાં તેઓ જુના અને નવા આચારવિચારનો સુન્દર સંયોગ કરી બતાવે છે. ઉદ્યોગી ગુજરાતને પરાક્રમી મહારાષ્ટ્ર જેવો બનાવવા તેઓ બહુ કોશેશ કરી રહ્યા છે. શ્રીકૃષ્ણની દ્વારિકા હાલ તેમના તાબામાં છે. કવિ પ્રેમાનન્દ અને કવિ દયારામે વડોદરાને ગુજરાતમાં ગજાવ્યું. પણ હિન્દમાં ને દુનીઆભરમાં તો સયાજીરાવેજ વડોદરાને પ્રખ્યાત કર્યું. તેઓ મરાઠા મટે નહિ ને ગુજરાતી થાય નહિ. તોપણ સંસ્કારી હિન્દી રાજા તરીકે તેઓ ગુજરાતને બહુ હેત અને માનથી ચાહે છે.

તેઓ મરાઠા ક્ષત્રી છે. વડોદરાના મૂળ ગાયકવાડ તો સતારાના દાભાડે સેનાપતિના હાથ નીચે સરદાર હતા. દાભાડેના વંશમાં કોઇ પરાક્રમી ન રહ્યું. તેથી પુનાના પેશવાએ પીલાજી ગાયકવાડને ગુજરાતનો કારભાર સોંપેલો. તેણે વડોદરાની રાજગાદી સને ૧૭૩૧ માં સ્થાપી.

એજ રીતે કોલ્હાપુર, વડોદરા, ઇંદોર, ગ્વાલીઅર વગેરે હિન્દી રાજ્યો અસલના મરાઠા રાજ્યની શાખાઓ થઇ.

## ૬

## છત્રપતિ શિવાજી મહારાજ.

છત્રપતિ શિવાજી મહારાજાએ મરાઠાઓનું સ્વતંત્ર રાજ્ય આશરે અઢીસો વર્ષપર સ્થાપ્યું. કોલ્હાપુર, વડોદરા, વગેરે હાલનાં રાજ્યો તે અસલ મરાઠા રાજ્યના ભાગો તેથી મરાઠા રાજયના મૂળ સ્થાપનાર શિવાજી મહારાજની આપસવાઇની વાત કરીએ. તેઓ ક્ષત્રીય હતા. તેમનું કુળનામ ભોંસલે. ભોંસલેનું કુળ શ્રીરામચંદ્રજીના સૂર્યવંશનું. અને શિવાજીના માતુશ્રીનું કુળ શ્રીકૃષ્ણના યદુવંશનું હતું.

બાળ શિવાજીને વીરમાતા જીજાબાઇ અને કુળગુરૂ દાદાજી કોંડે રામાયણ મહાભારતનાં પરાક્રમોની વાત કહ્યા કરતાં. તેથી તેવા શૂરવીર થવાનાં તેમને સ્વપ્નાં આવતાં. “ ક્યારે હું મોટો થઇ જાઉં ! ક્યારે મહારાષ્ટ્ર મારો થાય ! ક્યારે રામરાજા જાતે બનું !” બહાદુર બાળકોનાં આવાં અજબ સમણાં તો જરૂર સાચાં પડેજ ને !

પિતા શાહાજી તો મુસલમાન રાજાના મોટા નામાંકિત સરદાર. તેથી પોતાના કુળદીપ કુમારને બાળવયમાં ઘોડેસ્વારી,



શ્રી શિવાજી મહારાજ.

મુંબઈના શિલ્પકાર, રા. જી. કે. મ્હાત્રેના ઘાટપર સર્જ થયેલાં
૧૨ ફુટ-૬ ઈંચ ઉંચા કાંસાનાં પુતળાં પરથી.

કવાયદ, નિશાનબાજી, ભાલો, તરવાર વગેરે યુદ્ધકલાનું કામ શીખ્યું. શિવાજીને એવી વાતની ઘણી હોંશ, તેથી તે એકદમ એ બધાંમાં કાબેલ થઇ ગયા.

જરા નવજવાન થયા એટલે પિતાએ એકવાર શિવાજીને કંઇક મોટું કામ સોંપ્યું. બીજાપુરના આદિલશાહે સરદાર શાહુજીને કર્ણાટકમાં દૂર લશ્કરી કામે મોકલ્યા; એટલે શિવાજીને માથે જાગીરનો કારભાર નાંખ્યો. પનોતો પુત્ર ડાહી માતાની છાયામાં બાપની જાગીર બાહોશીથી ચલાવી પિતાના વિશ્વાસને પાત્ર થયો.

આ અરસામાં તેમને જણાયું કે દેશનાં લોકોને સુખશાંતિ નથી મળતાં. તેથી શિવાજીને આગલી હિંદુ જાહોજલાલીનાં સ્વપ્નાં આવ્યાં. આમજ કંઇ તેને હિંદુ રાજ્ય સ્થાપવાની ધૂન લાગી. પોતાના જેવા બહાદુર ભાઇબંધો એકઠા કરી ધીમે ધીમે પુના પ્રદેશના પહાડી મુલકો અને કિલ્લાઓ જીતી લેવા માંડયા. આવું પરાક્રમ જોઇ બીજા મરાઠા શૂરવીરો તેની સાથે ભળ્યા.

કોઇવાર યુદ્ધ કરીને, કોઇવાર મસલતથી, કોઈવાર દમદાટી કરીને, ને વળી કોઇવાર સમજાવટથી, આમ કળેબળે પૂર્ણ આત્મશ્રદ્ધાથી પોતાનાં મનનું ધાર્યું સાધતા. પ્રસંગ પ્રમાણે બીજાપુરનો મુલક જીતી લેવાની શિવાજીએ તૈયારી કરી. વળી પુનાની ઉત્તરે મુગલ બાદશાહનો મુલક હતો. ત્યાંથી પણ ખંડણી ઉઘરાવવા માંડી.

વાત વધી જવાથી ઔરંગઝેબ જાગ્યો. ચોંકીને શિવાજીની સામે મોટું લશ્કર મોકલ્યું. પણ શિવાજી તો નિડર અને ચતુર એટલે પોતાના નાના લશ્કરને સામું મુકવા કરતાં એકલવીર શિવાજી પોતે મુગલ બાદશાહને રૂબરૂ મળવા ગયા. આવો શત્રુ શરણે આવ્યો એમ જોઇ દિલ્હીપતિએ મુલાકાત તો આપી. પણ શિવાજીને લાયક માન ન મળ્યું. આથી શિવાજી ઉશ્કેરાયા, અને રોશથી ભરદરબારમાં પાણી દેખાડી દીધું. તરત શિવાજીને કેદ કરી લીધા. પણ શિવાજી બહુ ચાલાકીથી મીઠાઇના કરંડીઆમાં બેસી નાસી છુટયા. આમ પાછા દક્ષિણમાં આવ્યા.

પછી તો શિવાજી મહારાજે પોતાની સત્તા એકદમ ખૂબ જમાવી અને અઢળક સંપત્તિ મેળવી.

સ્વતંત્રતા જાહેર કરવા માટે રાયગઢના કિલ્લામાં શિવાજીએ પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. આ વાત ત્રણસેં વર્ષપર બની. ત્યારથી તે છત્રપતિ શિવાજી મહારાજ નામે ઓળખાવા લાગ્યા. તેમનાં પરાક્રમોની કીર્તિ અને મરાઠા લોકોની શૂરવીરતાની વાતો બધે ફેલાઈ.

શિવાજી મહારાજ માત્ર ત્રેપન વર્ષની ઉમરે સ્વર્ગવાસી થયા. છતાં તેટલી ટૂંકી પણ તેજસ્વી જીંદગીમાં અંગત રહેણીકરણીથી મહારાષ્ટ્રની પ્રજાને એકસંપે રહેતાં સ્વરાજ્યનો વિકાસ કેમ થાય તે શીખવ્યું. તેમના પછી મરાઠા રાજ્ય આખા હિન્દમાં ફેલાયું.

શિવાજી મહારાજના ગુરૂ શ્રીરામદાસ સ્વામી. એમના સત્સંગથી શિવાજી પવિત્ર રહ્યા. બધા ધર્મોને તે માનની નજરે જોતા. બધી રૈયત તેમને મન તો સંતાન સમીજ હતી.

## ૭

## જામનગરના રણજીતસિંહજી.

કોલ્હાપુર અને વડોદરાના મહારાજાઓ હાલ જેમ અસલ મરાઠા રાજ્યના પ્રતિનિધિ છે તેમ નવાનગરના જામસાહેબ રજપુત રાજ્યોના કહેવાય.

કાઠીઆવાડનો એક રાજકુમાર ભર જુવાનીમાં વિલાયત ગયો. ઘરની ગાયનાં ગોરાંગરવાં દૂધ તેણે તો પીધેલ. તેથી કાંડામાં જોર બહુ. એટલે જતાંવેંત ક્રિકેટની રમતમાં રસભર મંડયો. દડાના બંબગલોલા એવા ધડાધડ ઉડાડયા કે દડો તો જાતાં કયાંય જઇને પડે! વિલાયતના લોક તો શૂરાને ઝટ પારખી કાઢે. એટલે પૂછયું તો નામ નીકળ્યું રણજીત. અંગ્રેજ લોકો એને "રણજી" "રણજી" કરી બોલાવે. અને રમતરાજ રણજીત તો આમ સારી ક્રિકેટ આલમનો રણમલજ બની ગયો. અંગ્રેજોની ક્રિકેટ ટીમનો કૅપ્ટન થયો. અને રમતમાં ઘણી ગુંચો ઉકલી નાંખી.



જામનગરના રણજીતસિંહજી.

પછી જામનગરની ગાદી ખાલી પડી ત્યારે અંગ્રેજ સરકારે રણજીત કુમારને રાજ્ય સોંપ્યું; આમ રણજીતસિંહ જામનગરના મહારાજા થયા. જાતે જાડેજા રજપુત હોઈ શ્રીકૃષ્ણના યાદવ વંશજ. એટલે રાજા થયા ત્યારે તો પૂર્વજોને પગલે લોકસેવાજ કરે ને!

ગાદીએ આવતાંજ જામસાહેબે રાજ્યની આબાદી પૂર હોંશથી હૈયે ધરી શહેરસુધારા કર્યા, ધનસંપત્તિ વધારી, અને સુંદર રસ્તા તથા હવેલીઓથી શહેર રળીઆમણું થયું. રાજા દુનીઆમાં બધે બહુ ફરે. એટલે મનમાં સુધારાવધારાનાં સમણાં તો આવેજ. તેથી વખતોવખત પ્રજાને તરવરતી અને ધંધેતરતી કરવાનું એમણે માથે લીધું છે. 'રણજી'એ વેપાર રોજગાર વધારવા રાજ્યમાં સારૂં બંદર બાંધ્યું. આમાં મોટી મોટી આગબોટો આવે ને જાય. તેનું નામ બેડીબંદર.

અંગ્રેજ સરકાર સાથે હિન્દી રાજાઓનો સંબંધ સારો જામે તે માટે જામસાહેબ સતત પ્રયાસ કરી રહ્યા છે. અને પૃથ્વીભરની પ્રજાઓના સંઘ લીગ ઑફ નેશન્સમાં હિંદી રાજાઓના પ્રતિનિધિ તરિકે તેમને અંગ્રેજ સરકારે સૌથી પહેલા નીમેલા.

## ૮

## નિઝામ સરકાર.

હાલનાં હિન્દી રાજ્યોમાં સૌથી મોટું રાજ્ય નિઝામનું. તે હિન્દની દક્ષિણે છે. તેમની રાજધાની હૈદરાબાદ નામે મોટા

શહેરમાં છે. એ પ્રદેશ મોટે ભાગે તેલુગુ ભાષા બોલનારાઓનો છે. તે ઉપરાંત મરાઠી, કાનડી, હિન્દી અને ઉર્દુ પણ બોલાય છે.



હૈદરાબાદના નિઝામ સરકાર.

ટાઇમ્સ ઑફ ઇન્ડીઆના સૌજન્યથી

બસો વર્ષ પહેલાં દક્ષિણમાં દિલ્હીના બાદશાહોની સત્તા હતી. મુગલ બાદશાહના દક્ષિણના સુબેદાર અથવા ગવર્નરને નિઝામ–ઉલ–મુલ્કનો ખિતાબ હતો. પહેલા નિઝામ દિલ્હીના બાદશાહના ઘણા વરસ સુધી વઝીર હતા. પણ બાદશાહોની સત્તા ઓછી થઈ ત્યારે તેમના સુબેદારો સોંપેલા મુલકોના ધણી થઈ જઈ સ્વતંત્ર રાજ્ય કરવા લાગ્યા. આની શરૂઆત ઇસ્વી સન ૧૭૨૫ માં થઇ.

હાલના નિઝામ મીર ઉસ્માનઅલી ખાન નિઝામના વંશજ છે. તેઓ સ્વાભિમાની અને ધર્મપરાયણ છે. તેઓ પ્રજા માટે સારી કાળજી રાખે છે. તેથી તેમણે રાજ્યમાં ઘણા સુધારા દાખલ કર્યાં.

તેમણે ઉસ્માનિયા વિદ્યાપીઠ સ્થાપી. તેમાં ઉર્દુ ભાષા મારફત કેળવણી અપાય છે. નિઝામના રાજ્યમાં સવા કરોડ માણસોની વસ્તી. અને તેમાં મોટે ભાગે હિન્દુઓ. રાજા મુસલમાન છતાં હિન્દુ મુસલમાન સલાહશાંતિથી હળી મળીને રહે છે.

હિન્દુસ્તાનની પ્રખ્યાત ગુફાઓ ઇલોરા ને અજંતા નામની નિઝામ સરકારના રાજ્યમાં આવેલી છે. તેમાં હિન્દુ સાધુઓનાં જીવનચિત્રોનું અને બીજા ધાર્મિક વિષયોનું અદ્ભુત કોતરકામ છે. તે હજીપણ જુના ઇતિહાસની વાતો સમજનારાઓને છક કરી નાંખે છે.

૯

# ઔરંગઝેબ.

ત્રણસો વર્ષ પહેલાં આપણા દેશમાં ઘણે ઠેકાણે મુસલમાન રાજ્યો હતાં. તેમાં દિલ્હીના મુગલ બાદશાહ સૌથી બળવાન અને સર્વોપરિ હતા. તેમનું રાજ્ય હિન્દુસ્તાનમાં બધે પ્રસર્યું. મુગલ સલ્તનતમાં ઔરંગઝેબ છેલ્લો પરાક્રમી શહેનશાહ થઇ ગયો. તેના મરણ પછી મુગલ રાજ્યની ધીમે ધીમે પડતી થઇ. અને દક્ષિણમાં તેમજ બીજા ભાગોમાં મરાઠા લોકોની સત્તા વધી.

બાદશાહ ઘણા શૂરવીર હતા. લાંબો વખત રાજગાદી ભોગવી, ઘણાં યુદ્ધ જોયાં, ને ચોમેર ફતેહનો વાવટો ફરકાવ્યો. ઘણીવાર બિકટ સંજોગોમાં તેઓ નિડર રહી પોતાનું ધાર્યુંજ કરતા. છેક નાનપણમાં એકવાર બન્યું કે પિતા શાહજહાને હાથીઓની કુસ્તીનો ખેલ કરાવ્યો. એ ખેલને સાઠમારી કહીએ છીએ. આવા તમાશા રાજવંશી લોકોના આનંદ માટે કરવામાં આવે છે. તેમાં હાથીઓ મેદાનમાં સામસામા લડે. એ ફરતા મેદાનની ઉંચી દીવાલો ઉપર બેસીને લોકો જુએ. આ મેદાનને લોકો અગડ કહે છે. આવી અગડો વડોદરા, જુનાગઢ વગેરે જુનાં રાજ્યોમાં હાલપણ છે. અગડના અખાડાની એક બાજુપર ખાસ ઝરૂખા હોય છે. જેમાં બાદશાહ, તેમનો ઝનાનો, રાજરિયાસતના ઉમરાવો, તથા

રૈયતના આગેવાનો વગેરે માટે બેઠકોની ગોઠવણ હોય છે. ખુલ્લા મેદાનમાં તો યુદ્ધ કરનારા હાથીઓ અને ભાલાથી સજ્જ મહાવતો જ હોય. મહાવતો જાતજાતના વિચિત્ર અવાજો કાઢીને હાથીઓને સતાવે. એટલે તેઓ લડે.



ઔરંગઝેબ.

આવી એક સાઠમારીના ખેલમાં પંદર વરસનો ઔરંગઝેબ તેના ભાઇઓ દારા, શુજા તથા મુરાદ સાથે, હોંશ અને હિમ્મતથી ઘોડેસ્વાર બનીને અખાડામાં ભાલા સાથે ઉતર્યો. હાથીઓની મારામારી શરૂ થઈ. બેમાંના એક હાથીને બે

દંતુશળ હતા તેથી તેણે બીજા હાથીને હરાવ્યો ને તેની પાછળ પડયો. તેને બચાવવા એક મહાવત વચ્ચે ધસ્યો. આ જોઈ દાંતવાળા હાથીએ મહાવત ઉપર હલ્લો કર્યો. બધાના જીવ ચપટીમાં રહી ગયા. રાજકુમારો પણ નાસી ગયા. ફક્ત ઔરંગઝેબ ન ડર્યો, કે ન હઠયો. વચ્ચે દોડી જઇને પેલા હાથી ઉપર ભાલો ફેંકયો. હાથી શાહજાદાપર ધસ્યો તેના ઘોડાને પછાડી છુંદી નાંખ્યો. ઔરંગઝેબ પણ દૂર ફેંકાઈ પડયો. બધાને લાગ્યું કે હવે તો હાથી ઔરંગઝેબ પરજ ધસવાનો. તેથી બધા ઔરંગઝેબને કેમ બચાવવો તેની ફિકરમાં પડયા. બાદશાહ આ બધું જોતાં જોતાં તદ્દન આકુળ વ્યાકુળ થઈ ગયો. બેગમોના હોંશકોશ ઉડી ગયા. લોકો ક્ષણવાર તો સ્તબ્ધ થઈ ગયા.

પણ એક પળમાં ચપળ ઔરંગઝેબ ઝડપથી કૂદકો મારીને દૂર છટકી ગયો. પછી ચાલાકીથી ભાલો ઉંચકી લઈ જોસથી ધસી આવતા હાથીની સૂંઢમાં એવા જોરથી ભોંકી દીધો કે હાથી ચીસ પાડતો પાડતો પાછો હઠયો. એટલામાં મહાવતે હાથીને પગે ખીલાસાણસો ભરાવી દીધો. આમ બહાદૂર શાહજાદો સાઠમારીનો જયવીર બન્યો.

આટલી ઉગતી વયમાં પણ ઔરંગઝેબે આવી ચપલતા, સાહસિકતા, શૂરવીરતા, અને સમયસૂચકતા દાખવી તેથી બધાં અજબ થઈ ગયાં. બાદશાહ બહુજ ખુશ થયો. પોતાના બહાદૂર

બેટાને આવું ભયંકર સાહસ ન ખેડવાની શીખામણ દીધી. ને તેને સવાલાખ રૂપીઆ બક્ષીસ આપ્યા.

પનોતો પુત પારણે. તેમ મોટી વયે પણ ઔરંગઝેબ બાદશાહ ગમે તેવા સંકટ સમયે કદી પાછી પાની ન કરતાં શાંત મનોબળથી ધારી ફતેહ મેળવતા.

## ૧૦

## છેવટના બે હિન્દુ રાજાઓ.

### ૧. મહારાષ્ટ્રના રામદેવરાય.

આશરે એક હજાર વર્ષ પહેલાં આ દેશમાં હિન્દુ લોકજ રહેતા. તે અરસામાં બધે હિન્દુ રાજ્યોજ હતાં. તે વખતે અફધાનીસ્તાનમાં પણ હિન્દુઓની વસ્તી હતી. ત્યારબાદ મુસલમાનોએ થોડે થોડે જીતવાની શરૂઆત કરી. આમ ત્રણસો વર્ષ મહેનત અને જોખમ ખેડી આખો દેશ જીત્યો. કાબુલથી આસામ સુધી ઉત્તર હિન્દુસ્તાન જીતવામાં સો વર્ષ ગયાં. પછી દક્ષિણના પ્રદેશપર ચઢાઈ કરી.

તે વખતે દિલ્હીમાં ખીલજી વંશનો અલ્લાઉદ્દીન નામે મોટો પરાક્રમી બાદશાહ થઈ ગયો. તેનો કાકો જલાલુદ્દીન ખીલજી દિલ્હીમાં રાજ્ય કરતો હતો. ત્યારે અલ્લાઉદ્દીન

અલ્હાબાદનો સુબો હતો. તે બહુ શૂરો, જોરાવર, અને સાહ-
સિક હતો. તેમજ રાજસત્તા અને ધન વગેરે ભોગવૈભવોનો
બહુ લોભી હતો.

આ વખતે મહારાષ્ટ્ર અને ગુજરાતમાં સ્વતંત્ર ક્ષત્રિય
રાજ્યો હતાં. મહારાષ્ટ્રના દેવગિરિમાં રામદેવરાય તથા ગુજ-
રાતમાં અણહિલવાડપાટણમાં કરણવાઘેલો પૂર વૈભવમાં
રાજ્ય કરતા હતા.

એ રાજાઓની જાહોજલાલી તથા અખૂટ દોલતની
વાત સાંભળી અલ્લાઉદ્દીનને તે મુલકો જીતી લેવાનો વિચાર
થયો. તેથી કાકાને ખબર આપ્યા વગર પોતે એકલાએ
દેવગિરિપર હલ્લો કર્યો. દેવગિરિનું મુસલમાની નામ દૌલતાબાદ.
આજે એ કિલ્લો ઔરંગાબાદ પાસે નિઝામ સરકારની હદમાં છે.

તે વખતે અલ્હાબાદ અને બીરારની વચ્ચે એક મોટું
ગીચ જંગલ હતું. જંગલને રસ્તે કોઈ દુશ્મન આવે એવો
ભય રામદેવરાયને હોયજ કેમ ? પણ અલ્લાઉદ્દીન ખીલજી
તો તેજ માર્ગે દેવગિરિમાં સામો અચાનક આવીને ઉભો.

આ વખતે રામદેવરાયનું લશ્કર તેના કુંવર શંકરદેવની
સાથે દૂર સવારીપર હતું. તેથી રામદેવરાયને તો દરબારગઢમાં
સંતાઇને બેસી રહેવું પડયું. પણ એક ભૂલ થઈ ગઈ.
ઉતાવળમાં કોટના દરવાજા બંધ તો કર્યા. લેવાય તેટલું અનાજ
તો અંદર લઈ લીધું. પણ તે યે કેટલો વખત ચાલે ?

બીજી બાજુ અલ્લાઉદ્દીનનું લશ્કર ઘણું નાનું. તેથી કિલ્લો તોડવાનાં સાધનો ઓછાં. માટે જો ખાવાનાં સાધનો પૂરતાં હોત તો શરણે જવાનું રામદેવરાયને હોયજ નહિ. વળી બહારની લશ્કરી મદદ આવવાની આશા તો હતીજ. કારણ શંકરદેવ પાછો વળવાનો હતો. પણ અજબ અકસ્માત નડયો. ને આશા ફળી નહિ.

બન્યું એમ કે શંકરદેવ લશ્કર લઇને ઝટ મદદે આવતો હતો. તેજ વખતે અલ્લાઉદ્દીને થોડા સિપાહી કિલ્લાની આજુબાજુ રાખી બાકીનું લશ્કર શંકરદેવની સામે મોકલ્યું. ને શત્રુની છાવણીમાં ધાક બેસાડવાને તેણે એવી વાત ચલાવી કે દૂરથી આવતું માણસનું ઝુંડ તો દિલ્હીનું મોટું લશ્કર હતું. આથી શહેરમાં બધાંને પેટમાં ફાળ પડી.

પેલીગમ શંકરદેવના લશ્કર આગળ અલ્લાઉદ્દીનનું લશ્કર ટકી શકયું નહિ. હાર થઈ એ જાણી કિલ્લા નજીકનું બાકીનું લશ્કર ઉતાવળથી મદદે દોડયું. ઘોડાઓની દોડધામથી હવામાં ધૂળજ ધૂળ. એવી કે થોડો વખત તો કાંઈ દેખાયજ નહિ. આથી શંકરદેવનું લશ્કર ગભરાટમાં પડયું કે રખેને આ નવો હુલ્લો દિલ્હીના નવા લશ્કરનો હોય. તેથી વધારે ચોક્કસાઈ કર્યા વગર બ્હાવરા બની જઈ ન્હાસવા લાગ્યા. મુસલમાનોએ આનો પૂરો લાભ લીધો. શહેરનાં લોક હિંમત છોડી દીધી. રામદેવરાય અલ્લાઉદ્દીનને શરણે ગયો. મોટી ખંડણી ભરી દઈ છુટકારો મેળવ્યો. અલ્લાઉદ્દીનને લખલૂટ દોલત મળી. આમ

અકસ્માતે હિન્દુ રાજાના પાસા અવળા પડયા. ને દક્ષિણમાં મુસલમાનોએ પહેલે ફટકેજ ફતેહ મેળવી, પોતાનો ડંકો બજાવ્યો. અલ્લાઉદ્દીન દિલ્હી પાછો ગયો. અને પોતાના કાકાને મારી નાંખી બાદશાહ થયો.

## ૧૧

## છેવટના બે હિન્દુ રાજાઓ.

### ૨. ગુજરાતના કરણરાજ વાઘેલા.

અલ્લાઉદ્દીન દિલ્હીનો બાદશાહ થયો. પણ જવાનીમાં સાંભળેલી વિંધ્યાચલની દક્ષિણના પ્રદેશની અઢળક સંપત્તિની વાતો ભૂલાય તેમ નહોતું. અને ગુજરાતના રાજા કરણ વાઘેલાના દરબારમાં તેના પ્રધાન માધવે અશાંતિ ફેલાવી. વધુમાં માધવ વેરનો માર્યો અલ્લાઉદ્દીન પાસે ગયો. અને ગુજરાત જીતી લેવા બાદશાહને ઉશ્કેર્યો.

તેથી બહાદૂર અલફખાનને ગુજરાત જીતવા મોકલ્યો. લડાઈમાં કરણ હાર્યો. તેનું પાટનગર અણહિલવાડપાટણ મુસલમાનોને કબજે ગયું. કરણરાજા નાઠો ને મહારાષ્ટ્રમાં બાગલાણના ડુંગરીઆ મુલકમાં ભરાઈ બેઠો. રાજા સાથે બાલકુંવરી દેવલદેવી હતી. રાણી કમલાદેવીને મુસલમાન સરદાર દિલ્હી ઉપાડી ગયેલા. તેને અલ્લાઉદ્દીને પોતાની રાણી

બનાવી દીધી. પછી કમલાબેગમે બાદશાહને અરજ કરી કે કુંવરી દેવલદેવીને બોલાવી આપો.

સંકટમાં કરણરાજાએ દેવગિરિના રામદેવરાયની મદદ માગી. તેના કુંવર શંકરદેવનું મન દેવલદેવીની સાથે લગ્ન કરવાનું થયું. દેવગિરિરાજને આ વાત બહુ ગમી. તેથી દેવલદેવીને શંકરદેવ સાથે પરણાવવાની શરતે કરણને મદદ આપવા કબુલ કર્યું.

કરણરાજાને મન તો પોતાનો રાજવંશ રામદેવરાયના કરતાં વધારે ઊંચો. તેથી આવી શરત કબુલવા મન માન્યું નહિ. રાજ્ય ગયેલું ત્યારથી સ્થિતિ તો ઘણી ખરાબ થઈ ગઈ હતી. અને તે પાછું મેળવવાને મદદની જરૂર તો હતીજ. આવું બધું તેને સાલતું. પણ ન છૂટકે દેવળદેવીને શંકરદેવ સાથે પરણાવાની હા પાડી. દુઃખી દિલે બાપે પુત્રીને વરને ઘેર મોકલી.

હુકમ પ્રમાણે અલ્લાઉદ્દીનના સરદારો દેવલદેવીને પકડી લેવાની રાહજ જોતા હતા. હજી સુધી દેવલદેવી હાથમાં આવી શકતી નહોતી. તે લોકને એમ ખબર પડી ગઈ કે દેવલદેવી દેવગિરિ ભણી ગઈ. આથી મુસલમાન સરદારો ગભરાયા તો ખરા. બ્હીક લાગી કે જો દેવળદેવી હાથમાંથી છટકી જશે તો બાદશાહસલામત ગુસ્સે થશે. તેથી થોડુંક લશ્કર દેવલદેવીની શોધમાં મોકલ્યું.

દેવગિરિનાં માણસ મુસલમાન નામથીજ ડરે; તેથી દેવલદેવીને આડેઅવળે રસ્તેજ દેવગિરિ લઈ ચાલ્યા. ગામ નજીક આવી પહોંચ્યા ત્યાં સુધી મુસલમાનો મળ્યાજ નહિ. બધાંએ એમ ધારી લીધું કે હવે રાજકુમારી સહીસલામત ઘેર પુગવાની.

પણ થવાનું તો કાંઈ જુદુંજ હતું. માણસજાત ધારે એક ને થાય બીજું. દેવળદેવીનો રસાલો દેવગિરિના રસ્તાપર આવી લાગ્યો. મુસલમાનોની ટોળી નાસીપાસ થઈ પાછી ફરતી હતી. તે હવે અચાનક સામી મળી ગઈ. કુંવરીનાં માણસો લડાયક નહિ. અને વળી સાથે દેવગિરિનો ફરફરતો વાવટો. એટલે મુસલમાનો તો સમજીજ ગયા. એકદમ તુટી પડયા. લડાઈ ચાલી. દેવલદેવી ઘોડાપરથી પડી. આ જોઈ એક દાસી મુઝવણમાં બોલી ઉઠી કે: "ભાઈઓ! આ તો દેવલદેવી છે. એની વ્હારે કોઈ ધાઓ! એને બચાવો રે કોઈ બચાવો!"

દેવલદેવી હતી તો પુરૂષ વેશમાં. મુસલમાનો ઓળખી શકેલા યે નહિ. પણ હવે તો બરાબર ઓળખી ગયા. દિવસોથી જીવતું રત્ન શોધતા હતા. તે તો આમ અચાનક હાથમાં આવી ગયું. મુસલમાનોના આનંદનો પારજ કયાં? હરખાતે હૈયે દેવલદેવીને દિલ્હી લઈ ચાલ્યા. બાદશાહ હજુર આગળ કુંવરીને રજુ કરી. મા દીકરી એક થયાં પછી દેવલદેવીને તો શાહજાદા ખીઝરખાનને પરણાવી દીધી.

દેવલદેવી હાથમાંથી ગઈ. એટલે શંકરદેવ નાસીપાસ થયો; અને કરણ વાઘેલાએ મદદની આશા હંમેશને માટે છોડી દીધી. રાજ તો સમુળગું ગયું. તે સાથે બધુંજ ખોયું. રાણી ગઈ. કુંવરી ગઈ. કોઈ રહ્યું નહિ. અંતે આમ દુઃખમાંજ રાજાએ કયાંય દેહ છોડયો.

કરણવાઘેલો ગુજરાતનો છેલ્લો હિન્દુ રાજા થયો. ત્યારબાદ ઈસ્વીસનના ચૌદમા સૈકાની શરૂઆતથી ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય જામ્યું.

પેલી તરફ દક્ષિણમાં રામદેવરાયના મરણ બાદ શંકરદેવ રાજા થયો. બાપની પેઠે શંકરદેવે અલ્લાઉદ્દીનને ખંડણી મોકલી નહિ. અલ્લાઉદ્દીન આથી કોપ્યો. અને મલીક કાફુરને દક્ષિણમાં મોકલ્યો. લડાઈમાં શંકરદેવ પડયો. અને ગુજરાતનીજ પેઠે દક્ષિણમાં મુસલમાનોનું રાજ્ય થયું.

## ૧૨

## સાબરમતીને તીરે, સત્યવીર ગાંધીજી.

આગલી વાતોમાં આપણે હાલના અને જુના વખતના રાજામહારાજાઓની માહિતી મેળવી. પણ રાજા એજ કાંઈ જગતમાં મોટા પુરૂષ હોય એમ નથી. દુનીઆમાં રાજાના કુટુંબમાં ન જન્મેલા હોય છતાં લોકોપયોગી કામો

કર્યાં હોય એવાં અનેક સ્ત્રી પુરૂષો થઈ ગયાં છે. જેમ રાજાઓનાં સારાં કામોથી પ્રજાની જીંદગીમાં સારા ફેરફાર થાય છે તેમ આવાં સુજનોની પણ ભારે અસર થાય છે.

લોકોની ધાર્મિક, સામાજિક અને આર્થિક હાલતમાં નવજીવન પ્રેરે તેવા માણસોની નોંધ ઇતિહાસમાં ખાસ લેવી જોઈએ. કોઈપણ દેશનો ઇતિહાસ એટલે તે દેશના લોકોની રહેણીકરણી, વિચારદૃષ્ટિ અને મનોરથોનું વૃત્તાંત. માત્ર રાજ્યકારભાર, રજવાડી ખટપટ, અને લડાઈની તવારીખ એજ ઇતિહાસ એમ કાંઈ નથી. દેશના લોકોની સ્થિતિનો ખરો ખ્યાલ તો તેના સુજન શહેરીઓ અને આગેવાનોની દેશસેવા તથા જેહમતોની વાતો સમજવાથી આવે. તેથી કેટલાક આવા મહાજનોની વાતો પણ આપણે કરીશું.

આપણાજ સમયમાં હિન્દને જગતભરમાં ગજાવનાર સત્યવીર ગાંધીજી હાલ અમદાવાદમાં સાબરમતીને તીરે રહે છે. કાઠિઆવાડના મોઢ વૈષ્ણવ હોઈ જુનાગઢના પ્રભુભક્ત નરસિંહ મહેતાનું—

"વૈષ્ણવ જન તો તેને કહીએ<br>
જે પીડ પરાઈ જાણે રે."

એ ગીત એમને હૈયે ગાજે છે.

આવાં ભજનના ભાવથી દોરવાઇને તેઓ પારકે દુ:ખે દુ:ખી થઈ સત્યનો ધર્મ આકરાં તપ વેઠીને પાળે છે. સૌને એક પ્રભુનાં બાળક ગણી ભાઇબેન જેવાં માને છે, અને સર્વનો ઉદય થાય એમ જાતભોગે વર્તે છે. વળી ગમે તેવું થાય તોપણ આગ્રહથી સત્ય પાળીને સઉને પળાવે છે. ગાંધીજી તો કહે છે કે સત્ય એટલે પ્રેમ. તેથી પ્રેમધર્મ પાળે તો માણસજાત સુખશાંતિમાં રહે. આને લીધે સૌ તેમને મહાત્મા પણ કહે છે. ગાંધીજી તો સાચના દીવા જેવા છે. ને આ બધું તો તેઓ રામાયણ અને ગીતાજીમાંથી તથા યુરોપના બાઈબલ, ટૉલ્સ્ટૉય અને રસ્કિન જેવા સંત-પંડિતોના ગ્રંથોમાંથી શીખ્યા. વળી તેઓ એમજ સમજે છે કે ફરજ એટલે સેવા, ને એતો દિલ દઇનેજ એકમેકને અદા કરાય. તેમાં ન હોય ભેદ કે ન હોય આભડછેટ. પ્રભુના દરબારમાં કોઈ ઉંચ કે નીચ નથી. તો પછી ઢેડ લોકોને પણ આપણા ભાઈ જેવાજ ગણવા જોઇએ.

તેઓ બાળક હતા ત્યારથીજ સાચું બોલવાની ટેવ હતી. એક વાર તેમના ભાઇએ પચીસેક રૂપીઆનું કરજ કર્યું. એ કેમ પતાવવું તેનો બંને ભાઇઓએ વિચાર કર્યો. ભાઇના હાથમાં સોનાનું નક્કર કડું હતું. તેમાંથી એક તોલો કપાય તો કરજ આપી દેવાય. આમ કડું કપાયું. કરજ ફીટ્યું. પણ ગાંધીજીને આ વાત અસહ્ય થઇ પડી તેથી જરા પણ ડર્યા વિના તેમના પિતાને પોતે સોનું લઈ લીધાની વાત કરી

દીધી. પિતા સાચાબોલા દીકરાને જોઈ હરખાયા. બચપણથીજ પોતાના કે પારકા દોષોથી ચેતીને ચાલે એવા હોવાથી ભૂલ સમજતાં બાલગાંધીએ ખૂબ પસ્તાવો કર્યો ને જાતે પોતાને સજા કરી લીધી.

જવાન વયે બારીસ્ટર થઈ વકીલાતનો ધંધો શરૂ કર્યો. લોકોની સાધારણ માન્યતા છે કે વકીલાત એટલે જુઠાણુંજ. પણ ગાંધીજી તો સાચું હોય તોજ વકીલ થતા. આ બધું તેઓ "નવજીવન"માં કથે છે. તેમાં પોતાની ભૂલો પોતે કેમ સુધારી તેની સાચેસાચી વાત કહી દે છે. તેઓ વિલાયત ગયા ત્યારે તેમનાં માતા પુતળીબાઇએ તેમને વ્રત લેવરાવેલાં કેઃ દારૂમાંસથી દેહને વટલાવવો નહિ, ને સ્ત્રી જાતિને માતાસમાન માન આપવું. એવાં વ્રતો તેઓ હજી પાળે છે. તેથીજ આખો હિન્દ અને સારી દુનીઆ તેમને માનભરી લાગણીથી જુએ છે.

તેમની રહેણીકરણી બહુજ સાદી છે. તેમનાં પત્ની શ્રીમતી કસ્તુરબા પણ તેમના જેવાંજ છે. બન્ને સંસારમાં સંયમી રહીને સાધુતાનો ધર્મ પાળે છે.

'નવજીવન'ના છાપામાં દર અઠવાડીએ તેઓ સાચા ભાવથી ઉછળતા, સાદા અને ટુંકા લેખો લખે છે. તેમાં સંસાર વ્યવહારમાં અને રાજકાજમાં પણ જાતભોગે સત્યધર્મ કેમ પળાય તેની વાત સમજાવે છે. એવું લખતાં બોલતાં તેમને સાંભળીએ ત્યારે તો સત્ ચઢતુંજ લાગે.

ગાંધીજી તો એમ માને છે કે ગરીબનો બેલી ગરીબજ. તેથી હિન્દના ખેડુતોની કંગાળ હાલત જોઈ તેમને બહુ દુ:ખ થાય છે. તેમની ગરીબી ટાળવા માટે નવરાશની વેળાએ ખેડુતો ચરખો ચલાવીને સુતર વણે એવો બોધ તેઓ આપી રહ્યા છે અને આમાંથી નીકળતી ઘરવણાટની સસ્તી ને ટકાઉ ખાદી સઉ વાપરે એવું પ્રજાને સમજાવી રહ્યા છે.

તેમને તો એકજ વાતની ધગશ લાગી છે કે સૌમાં ભાઈચારો વધારે એવો સત્‌નો પ્રેમધર્મ હું જાતે પાળી બતાવું. એટલે તમામ જાતના હિન્દવાસીઓ દાખલો જોઇને સંપમાં રહે. એ કોઇના દુશ્મન નહિ; બધાના દોસ્તજ. આમ સૌમા જાતનાત ધર્મ વગેરેના ભેદનો વિચાર કર્યા વગર એક પ્રભુને તેઓ જુએ તો પછી તેઓ સૌને પ્રેમસેવાજ ધરેને!

## ૧૩

## મહાદેવ ગોવિન્દ રાનાડે.

મહાદેવ ગોવિન્દ રાનાડે સત્પુરૂપ હતા. મહારાષ્ટ્રના બ્રાહ્મણ હોઈ જાતમહેનતે ખૂબ ભણ્યાગણ્યા. એક તો તીવ્ર બુદ્ધિ અને વળી સદ્‌વર્તન. એટલે ધીરેધીરે જીવનમાં આગળ વધ્યા ગયા. લોકો એમને સુજન સલાહકાર માનવા લાગ્યા. દરેક બાબતમાં એમની સલાહનું તો મૂલ્યજ ન થાય. એમ

આપબળે જાહેર સેવા કરી કરીને લોક તથા સરકારના માનીતા થયા.

જાતજાતના વિષયોનો એમને ઊંડો અભ્યાસ હતો. દરેક સવાલનો નીવેડો આસપાસની ઝીણવટ અને ગુંચ સમજી લઈ બહુ સમજ સાથે આપી દેતા. તેમના જેવા વિદ્વાન તો થોડાજ. સાહિત્ય, ઇતિહાસ, કાયદા, રાજનીતિ, અર્થશાસ્ત્ર, ધર્મ, તત્વજ્ઞાન વગેરે દરેકમાં તેઓનું જ્ઞાન બહુ સંગીન અને વિશાળ.

પણ રાનાડે માત્ર વિદ્વાનજ હોત તો આજે આપણે એમને યાદ કરત નહિ. જેટલા વિદ્વાન તેટલા સદાચરણી. તેથીજ લોકો તેમને નમે; અને પૂરા વિશ્વાસથી પોતાનાં જીવનની મુશ્કેલીઓ એમની પાસે ઉકેલાવે. એવી દરેક રીતે તેમણે પોતાની બુદ્ધિ દેશનાં દુર્દૈવ ટાળવા પૂરા ખંત અને ધીરજથી વાપરી.

મોટા જાહેર ઓદ્ધાઓ તેમને મળ્યા. કૉલેજમાં પ્રોફેસર હતા. દેશી ભાષામાં પુસ્તકો વધારવા સરકારે તપાસ કરવા નીમેલા. મુંબાઇની હાઇકોર્ટના ન્યાયાધીશ પણ થયા. એમનો ઇન્સાફ એવો અદલ કે બધા તેઓને આજસુધી ન્યાયમૂર્તિ કહીને ઓળખે છે.

દેશની ખરાબ હાલતનું કારણ તેમણે શોધ્યું. તેમને જણાયું કે ધર્મને બહાને સમાજમાં ઘણા અણઘટતા અને અધમ રીવાજો લોકજીવનને ફોલી ખાતા હતા. તેથી લોકોમાં



ન્યાય મુર્તિ રાનાડે.

મુંબઇના શિલ્પકાર, રા. જી. કે. મ્હાત્રેના બાવલા પરથી.

નવી જાગૃતિ લાવવા મુંબાઇમાં પ્રાર્થના સમાજ સ્થપાઈ. આમાં રાનાડેએ પોતાથી બનતું કર્યું.

વળી તેમને એમ લાગ્યું કે આપણા દેશમાં ધંધાઓ થોડા. ને લોકસંખ્યા વધારે. માટે નવી જાતના ધંધાઓ ઉભા થાય તો સારૂં. આ સમજાવવા ભાષણો આપ્યાં, લેખો લખ્યા, અને પ્રજામત કેળવવા જાહેર સભાઓ ભરાવી.

બીજું તેઓએ જોઈ લીધું કે અંગ્રેજ લોકોની પેઠે આપણામાં રાજકારભાર ચલાવવાની હુશીઆરી લાવવી જોઇએ. દેશના બીજા નેતાઓ સાથે મસલત ચલાવી પ્રજાની મહાસભા ઇંડીઅન નેશનલ કોન્ગ્રેસ સ્થાપી. અને સંસાર સુધારા ઉભા કરી હિન્દુ જીવનનાં બદી અને વ્યસનો ટાળવા મથી રહ્યા. આ કાર્યમાં દેશના ઘણા યુવકો રાનાડે સાથે ભળ્યા. અને એવા સમાગમથી ગોખલે જેવા બાહોશ નેતા હિન્દને મળ્યા.

રાજ્યોની ચડતી પડતી સમજાવવા તેમણે મરાઠાની સત્તાના ઉદયનો અભ્યાસ કર્યો. તેમાં જાણી લીધું કે શિવાજી મહારાજની અગાઉ એકનાથ, તુકારામ, રામદાસ વગેરે સાધુ-સંતોએ સાચું મનુષ્ય જીવન શું તે લોકોને શીખવ્યું. આ ધર્મ-શિક્ષણ લોકોનાં વર્તનમાં એવું જામ્યું કે બધા સદાચરણી અને સ્વાભિમાની નીવડ્યા. પછી એવા મરાઠાઓ ઔરંગઝેબને

તાબે રહેજ કેમ? આમ સ્વાશ્રય અને પાપમુકત જીવનથી મરાઠા સલ્તનત સ્થપાઈ.

સારી જીંદગી આવી રીતે હિન્દુસ્તાનની સેવામાં ગાળતાં ગાળતાં અને માનવ સંસારના વિકાસમાં ઊંડુ ઊંડું નિરખી નિરખાવી આપણા દેશનો આ નરવીર પૂરો થયો.

આપણે બધા એમ ક્યારે કરી રહીશું?

## ૧૪

## હિન્દના દાદા.

હિદુસ્તાનમાં અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી તેમના દેશના જેવી સ્વતંત્રતા હિન્દની પ્રજાને રાજકાજમાં મળે તે માટે હિન્દના લોકો ભેગા મળીને સરકારને સમજાવે છે. તેઓમાં દાદાભાઈ નવરોજી તો મોખરે રહેતા. હિન્દના લોકોની મુશ્કેલીઓ ઈંગ્લાંડમાં રહીને અંગ્રેજ પ્રજાને સમજાવતા. તેથી લોકો અને સરકાર તેમને માન આપતાં. એવા તેઓ હિન્દના ડાહ્યા અને હેતાળ મુરબ્બી ગણાતા. આથી સકળ હિન્દ તેમને હિન્દના દાદા કહી હેતથી યાદ કરે છે.

દાદાભાઈ પારસી હતા. ગુજરાતના નવસારી ગામમાં સને ૧૮૨૫માં જન્મ્યા હતા. બ્યાશી વરસ જીવ્યા. મરતાં

હિન્દના દાદા.



દાદાભાઇ નવરોજી.

મુંબઇની ફોટો ટાઇપ કંપનીના સૌજન્યથી.

સુધી હિન્દવાનોને સાચી ને સારી સલાહ આપતા. એમને પૂર વિશ્વાસ હતો કે દેશની બધી હીલચાલોમાં એકસંપ અને જાતમહેનતથી ગરીબી ટાળી સ્વાશ્રયી બની જઇએ. જુવાનીમાં પ્રોફેસરનો ધંધો છોડી વેપાર કરવા વિલાયત



**દાદાભાઇ નવરોજીનો વેસાવાનો બંગલો.**

રા. હોમી દાદીનાના સૌજન્યથી.

ગયા. થોડોક વખત તેમનું કામ ઠીક ચાલ્યું. પણ પાછળથી ખોટ ગઈ, અને વેપાર બંધ કર્યો.

વિલાયતમાં રહીને લોકસ્વભાવ અને રાજપદ્ધતિ વગેરેનો તેમણે જાતે અનુભવ લીધો. તે અરસામાં આપણા દેશનો

રાજકારભાર ઇસ્ટ ઇંડીઆ કંપનીના હાથમાં હતો. પાછળથી વિલાયતની પાર્લમેંટે તે પોતાના હાથમાં લઈ લીધો. આ નવી વ્યવસ્થામાં હિન્દુસ્તાનનું હિત કેવી રીતે વધારી શકાય અને દેશ કેમ સ્વતંત્ર થાય તેનાં સ્વપ્નાં દાદાભાઇને આટલે દૂર પણ આવ્યાં કીધાં.

અંગ્રેજ લોકોને આપણા દેશની સ્થિતિ બરાબર સમજાય તે માટે તે લોકોની પેઠે સભાઓ વગેરે સ્થાપવાની તેમને જરૂર લાગી. તેમને લાગ્યું કે જો એવી સંસ્થાઓ થાય તો જાહેર હિતના સવાલો ચર્ચાય અને તેથી લોકમત બંધાય.

આ મતલબથી તેમણે હિન્દી રાષ્ટ્રીય મહાસભા બીજા કેટલાક નેતાઓની સાથે સને ૧૮૮૫માં સ્થાપી. તેને અંગ્રેજીમાં "ઇંડીઅન નેશનલ કૉંગ્રેસ" કહીએ છીએ. આજે પણ મહાસભાનો નિર્ણય સારા હિન્દના એકમત જેવો ગણાય. આ રાષ્ટ્રીય મહાસભા દર વરસે હિન્દમાં ભરાય છે. દાદાભાઇ મહાસભાના ત્રણવાર પ્રમુખ થયા હતા.

વળી તેમને હિન્દુસ્તાનના રાજખર્ચની બાબત તપાસણી કરવા નીમાયેલા રૉયલ કમીશનના મેમ્બર નીમવામાં આવેલા. તેમજ બ્રિટીશ પાર્લામેન્ટના પણ સભાસદ થયેલા. આ પ્રમાણે પાર્લામેન્ટમાં તેઓ પહેલા હિન્દી હતા.

હિન્દી પ્રજાની સમાજ સુધારણા માટે પણ તેઓ જાહેર સલાહ દેતા. દાદાભાઈ એવા સ્વદેશના સાચા સપુત હતા. જીંદગી-

ભર આટલી બધી દેશસેવા કરતાં કરતાં તેઓ બહુ વૃદ્ધ થયા. ત્યારે મુંબાઇ નજીક અંધેરીની પાસે વેસાવા ગામમાં દરીઆ કાંઠે દાદાભાઈ રહેતા. ને તેમની એકાંત શાંતિની એ મઢૂલીમાં પણ લૉર્ડ હારડીંજ જેવા વાઇસરૉય અને બીજા આગેવાનો તેમની મુલાકાત માટે જતા. દાદાભાઇ તો સૌને પુછવાનું ઠેકાણું ને બધાંને વિસામાનું ધામ. હિન્દના લોકો તો તેમને પવિત્ર તીર્થરૂપજ ગણે. કારણ ઋષિના જેવું પાક સાધુજીવન તેઓ ગાળતા.

આખા હિન્દુસ્તાનમાં પ્રિય અને પૂજ્ય એવા બીજા કોઈ ગૃહસ્થ થયા નથી. તેઓ સને ૧૯૧૭માં સ્વરાજ્યનો પડકાર કરતાં સૌને સાવધ મુકી હમેશની શાંતિ પામ્યા.

## ૧૫

## જુનાગઢને ચૉરે—નરસિંહ મહેતા.

નરસિંહ મહેતા ભગત બ્રાહ્મણ જુનાગઢના રહેવાશી હતા. ગિરનારની તળેટીમાં દામોદર કુંડમાં નહાતા, ભજન ગાતા, અને ધૂમતા.

તે બાળક હતા ત્યારે મોટા ભાઈ સાથે રહેતા. માબાપ નહિ ને ઓશીઆળા. તેમાં એકવાર ભાભીએ મહેણું માર્યું. તેથી ઘર છોડી ગયા.

દરીઆ કાંઠે ગોપનાથ મહાદેવને મંદિરે જઈ સાત દહાડા સુધી ખાધા પીધા કે ઉંઘ્યા વિના તેમણે આકરૂં તપ કર્યું. આમ એકાંત શાંતિમાં અબોલ રહીને પ્રભુની દયા માગતાં તેમને સારી મતિ સૂઝી.

એજ વખતે તેમને એક સ્વપ્નું આવ્યું. તેમાં જોયું કે ગોપીનાથ શ્રીકૃષ્ણનો ભેટો થયો. અને પ્રભુજીએ બાંહ્ય ઝાલીને ધીરજ આપી. આથી મહેતાજીને અખંડ શાંતિ મળી. પછી ભગવાનનાં ભજન ગાતાં ગાતાં પાછા ઘેર આવ્યા.

પછી તો મહેતાજીએ ઘર માંડયું. જુનાગઢમાં જે સ્થળે તેમનું ઘર હતુ ત્યાં આજ પણ "નરસિંહ મહેતાનો ચોરો" એ નામનું મંદિર છે. ત્યાં તેઓ ભકતમંડળી સાથે ભજન કરતા. હાલ પણ દર પૂર્ણિમાએ ભાવિક લોકો આ જગ્યાએ રાસ રમે અને ભજનકીર્તન કરે. તેમાં નરસૈયાનાં મીઠાં ભજનો લોકો ઉછળતે હૈયે ગાય છે. તેઓ પાંચસો વર્ષ પર થઈ ગયા તોપણ હજીએ એમનાં પરભાતીઆં ગુજરાતમાં ઘેરેઘેર ગવાય છે. આથી આજ પણ નરસિંહ મહેતાને ગુજરાતી સાહિત્યના સૌથી જુના કવિઓમાં પહેલી પંકિતના ગણીએ છીએ.

તેમને એક દીકરો નામે શામળદાસ અને કુંવરબાઈ નામે દીકરી હતાં. તેમનાં પત્નીનું નામ માણેકબાઈ. તેઓ બધાં ભલાં, ભાવિક અને પ્રભુનાં ભકત હતાં. તેથી જે કોઈ તેમનાં ભજન સાંભળે અને તેમની સાધુ જેવી રહેણી

કરણી જુએ તે બધાં મહેતાજીનાં કામ કરી આપે. એમજ કંઈ તેમનો વ્યવહાર ચાલતો.

આને બદલે નરસિંહ મહેતા તો લોકોનાં મન અને જીવન સુધારતા. કારણ કે તેઓ તો એમ માને અને વર્તે કે

"પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર,
સમદૃષ્ટિ ત્યાં સર્વ સમાન."

તેમની એવી સમજ અને રીતભાતને લીધે તેઓ અઢારે વર્ણોમાં ભળતા અને ઢેડ લોકોને ઘેર પણ ભજન ગાવાને જતા. એવા તેઓ નવા સુધરેલા આચારવિચારવાળા હતા કે લોકો હોંશથી સાચો માનવ ધર્મ પાળે.

જુનાગઢના રજપુત રાજા રા માંડલિકે નરસિંહ મહેતાને માટે ધર્મસંકટ ઉભું કીધું. ત્યારે રાજમાતાએ તેને વારેલો. એવા તેઓ પૂજ્ય હતા.

આવું સદ્ભાગ્ય મેળવવાને નરસિંહ મહેતાએ શું કરેલું? તે શીખીને પંડિત નહોતા થયા; તરવાર મારીને તેમણે પરાક્રમ નહોતું કર્યું; વેપાર કરીને તેમણે લાખો રૂપીઆ નહોતા મેળવ્યા. તેમજ તેમણે મોટાં પુસ્તકો લખ્યાં નહોતાં, રાજકારભારમાં ભાગ લીધો નહોતો, કે પૈસા ખરચી ધર્મની કીર્તિ મેળવી નહોતી. ત્યારે તેમણે કર્યું શું?

નરસિંહ મહેતાએ દેખીતું સહેલું પણ કરવામાં સૌથી વધારે કઠણ એવું કામ કરેલું. તેમણે દુનીઆની બધી ખટપટ

છોડી પોતાનું મન તાબે કર્યું. આમ દુનીઆની લાલસામાંથી મુક્ત થઇ તે સાધુ થયા.

સાધુ તો થયા. પણ તેથી તેમણે ન પોતાનાં ગામ કે ઘરબાર છોડયાં, કે ન પોતાનાં સ્ત્રી અને છોકરાંને તરછોડયાં. પોતાનું મન દુનીઆની બધી વાતોમાંથી કાઢી નાંખી એક પ્રભુની પ્રેમભકિતમાં એવું તો જોડી દીધું કે તેમાં મસ્ત રહી સંસારની મોહનીમાં સપડાયા નહિ.

આવા ભગવાનના માણસની અસર તેના ભજનને લીધે બહુ થતી. માણસજાતે કેવી રીતે રહેવું એનું મહેતાજીનું ગીત આપણે રોજરોજ ગુજરાતમાં ઘેરેઘેર ગાઇએ છીએ કે :

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તોએ, મન અભિમાન ન આણે રે.

## ૧૬

## સંત તુકારામ

ગુજરાતમાં જેવા નરસિંહ મહેતા પ્રભુના પ્રેમભકત હતા તેવાજ મહારાષ્ટ્રમાં સંત તુકારામ.

લોકોની મરાઠી બોલીમાં સંત પોતે જોડેલા ભગવાનનાં ભજનો ગાતા જેને અભંગ કહીએ છીએ. તેમનાં ભજનોની ધૂન

અને ઝૂક સઉને ભકિતમાં રસબોળ બનાવતી. એક હાથમાં તંબૂરો ને બીજા હાથમાં કરતાળ રાખી ઉભા ઉભા તુકારામ ભજન કરે ત્યારે ભાવિક લોકો ભગવાનની સાથે ભકતને પણ પગે લાગે. આવા અભંગો ગાઇને તેઓ સમજાવતા કે પ્રભુ હૈયામાં છે. તેનો ભેટો કરવાને ધરમકરમ કે દેહદમનની જરૂર નથી. માત્ર હૈયાંને ભાવભીનું રાખો. એટલે બધું દીવાની જોત જેવું પ્રગટ થશે. વળી કહેતા કે કુદરતના અનામી દરબારમાં નથી ભેદભાવ કે નથી નાતજાત. તેથી ઉચ્ચ કે નીચ બધાં પ્રભુની ભકિતને લાયક. પાપીની તો સૌથી વધુ લાયકાત. પ્રભુને ભજવા માટે દેવળદેહુરાં કે જોગી-જતિની જરૂર નથી. તેમજ પંથોના વિરોધી વાડાઓ જોઇતા નથી. બધાં નરનારી પોતાની મેળે સાચા પ્રેમથી પ્રભુને ભજે. અને પ્રભુ એવી આરાધના જરૂરજ ઝીલે. આવી ધર્મભકિતની છૂટ સર્વને બહુજ ગમી. અને સાધુસંતનો સાચો ધર્મ તેઓ પાળવા લાગ્યા.

નરસિંહ મહેતાની પેઠે તેઓએ ભજન ગાઇને તથા સંસારમાં સાધુ જેવું સાદું જીવન ગાળીને બતાવ્યું કે જો ભગવાન અને સઉ પશુપંખી ઉપર પ્રેમભાવ રાખીએ તો જીવતરમાં સુખશાંતિ મળે અને આત્મબળ વધવાથી નિર્ભય થઇ રહીએ. તેમણે ગાયું છે કે :

દયા, ક્ષમા ને શાંતિ સુહાય,<br>ત્યાં તો પ્રભુનાં દર્શન થાય.

ભલભલા ગવૈયાઓને તેઓ ગાઇને બોધ આપતા કે પ્રેમભાવથી ભજન ગવાય તો મનુષ્ય પ્રભુની કૃપા ઝીલેજ. સને ૧૬૫૦ના અરસામાં શિવાજી મહારાજે પણ તેમના કીર્તનમાં સામેલ થઇ કંઇક ઊંડુંઊંડું જોઇ લીધેલું. આથી તેમની આત્મશ્રદ્ધા વધુ જાગી.

તુકારામ ગૃહસ્થ હોઇ સંસાર વ્યવહાર ચલાવતા. પરચુરણ માલનો વેપાર ધંધો; તેમાં પણ સાચી દાનત અને પ્રભુનો ભરોસો. કોઈ વાતે પણ તેઓએ સુખદુ:ખ મનમાં આણ્યું નહિ. તેઓએ તો એકરંગી જીવન માટે ગાયું કે :

"બોલે તેવું ચાલે, તેને ચરણે સૌ મ્હાલે"

તેમનાં રચેલાં અભંગના પદો મહારાષ્ટ્રમાં આજપણ ઘેરેઘેર રોજ ગવાય છે. તેઓ પુના પાસે દેહુ ગામમાં રહેતા. આવા સંતોના સમાગમથી આપણો સંસાર સરલ અને સુન્દર થઇ અગમને દ્વારે લઇ જાય છે.

હાલના જમાનામાં જેમ ગાંધીજી વગેરે ગુજરાતમાં નરસિંહ મહેતા અને મીરાબાઇનાં સંતાન, તેમ દક્ષિણમા રાનાડે વગેરે સુધારકો તુકારામ બુવાનાં છોરૂછૈયાં.

૧૭

## ભગવતી મીરાંબાઈ.

નરસિંહ મહેતા અને તુકારામ બુવા જેવા પુરૂષ સંતો થઇ ગયા તેવી સ્ત્રી સાધ્વીઓ પણ થયેલ છે. આપણાં ઘણાં જુનાં ભજનોમાં

"મીરાં કે પ્રભુ ગિરિધર નાગર"

એવું છેવટનું પદ આવે છે. તે મીરાંબાઇની વાત જાણવા જેવી છે.

મારવાડ દેશમાં મેડતા નામે શહેર છે. ત્યાંના રાઠોડ વંશના ઠાકોરની મીરાં એક કુંવરી હતી. તેના લગ્ન ચિતોડના કુંભારાણાના યુવરાજ ભોજકુમાર સાથે થયેલાં. પણ યુવરાજનું અકાળ મૃત્યુ થવાથી નાની વયે મીરાંબાઈ વિધવા થયાં. નાનપણથીજ શ્રીકૃષ્ણ ભગવાન પર તેમની ભકિત હતી. તેથી દેહનું ભાન ભૂલીને રાતદિવસ તે પ્રભુનાં ભજનમાંજ મશગુલ રહેતાં. તેનો આ નાદ છોડાવવાને સગાંવહાલાંઓએ છળકપટ કર્યું. પણ તેમાંથી બચી ભગવતી મીરાંબાઇએ તેમને બધાંને જંજાળી જીવતર છોડી ભજનમાર્ગે પાવન થઈ રહેવાનું સમજાવ્યું. પાછળથી તેને સાધુપીડા આપનારાં બધાંએ તેમને ઓળખ્યાં. અને ઘણાં તેમને પગલે ચાલ્યાં.

તે વખતે શ્રીકૃષ્ણની પ્રેમભકિતનો ભજનમાર્ગ નવો નવો આખા હિન્દમાં ફેલાવા લાગ્યો હતો. તેમાં ભળવાની

છૂટ અઢારે વર્ણને હતી. વળી તન, મન અને ધન વગેરે બધું પ્રભુને સોંપી તેની દયાથી ભરેલું ભાવિક જીવતર પોતાની મેળે નીરાંતે ગાળવાનો ગોપીભાવ તેમાં હતો. તે ઘણાંને મનગમતો લાગ્યો. તેથી તેની અસર ગુજરાતના લોકોમાં પણ થઈ. નરસિંહ મહેતા અને મીરાંબાઈ જેવાં દિલઘેલાં ભગતોએ એમ ભજનો ગજાવ્યાં ને ઘણાંનાં જીવતરને સુધાર્યાં.

પછી ચિતોડગઢમાં થોડાંક વરસો ગાળીને મીરાંબાઈ વેરાગણ થયાં. અને કાઠીઆવાડના દરીઆ કિનારે આવેલા શ્રીકૃષ્ણભગવાનના માનીતા શહેર દ્વારિકામાં આવીને તે નીરાંતે રહ્યાં. ત્યાં રોજ ભજનકીર્તન ગાય અને ગવરાવે કે:—

"ગોવિંદો પ્રાણ મારો રે, મને ભવ લાગ્યો ખારો રે;
મને મારો રામજી ભાવે રે, બીજું મારી નજરે ન આવે રે!"

સ્ત્રીનાં હૈયાંની પવિત્ર મીઠાશ તો મીરાંબાઇનાં ભજનોમાંથીજ જડે છે. તેઓ ઇ. સ. ૧૫૦૦ માં થઇ ગયાં. ગુજરાતી સાહિત્યમાં સૌથી પહેલાં સ્ત્રીકવિ તેઓ ગણાય છે. એમના જેવાં બીજાં સ્ત્રીકવિઓ, જેવાં કે ગવરીબાઈ, દીવાળીબાઈ, પુરીબાઈ વગેરે તેમની પછી થયાં છે. પણ મીરાંબાઈ તો હિન્દી ભાષામાં પણ ભજનો બનાવી ગાતાં. તેથી આખા હિન્દમાં પણ તે જાણીતાં છે. તેમના જેવાં તોરૂદત્ત નામે સ્ત્રીકવિ બંગાળામાં થઈ ગયાં છે.

## ૧૮

# અફઘાન શાહ અમાનુલ્લાખાન.

આપણા ઘરબારની આસપાસ પડોશીઓ સાથે આપણે એક બીજાંના આધારે સગાંવહાલાંની પેઠે સંપીજંપીને રહીએ છીએ. તેવી રીતે શહેરો અને ગામડાંનાં લોકોને પણ પડોશ ગમે છે. તો પછી દેશદેશની પડોશી પ્રજાઓ એક બીજા સાથે એખલાસથી હળીમળીને રહી શકે. આવું હોય તો તે બધાં અને સારી દુનીઆ સુખશાંતિમાં રહે ; અને આપણે મનુષ્યમાત્ર એક પ્રભુનાં બધાં સમજુ બાળકો થઇએ. લીગ ઑફ્ નેશન્સ નામનું જગતની સકળ પ્રજાઓનું મંડળ પણ પડોશી દેશો વચ્ચે આવો એખલાસ રહે તેમ કરવા મથી રહ્યું છે. એવીજ સમજથી અફ્ઘાનીસ્તાનને આપણે રાજાપ્રજા હિન્દનો પડોશી માનીએ છીએ.

તે દેશમાં હાલ શાહ અમાનુલ્લાખાન રાજ્ય કરે છે. તે ઘણા શૂરવીર, સજ્જન અને દેશભક્ત છે. પોતાના દેશની બેહુતરી તેમને અતિ વહાલી હોવાથી તેમણે ઇંગ્લાંડ, ઇટલી, જર્મની, રશીઆ, ઇરાન વગેરે દેશો સાથે સ્વતંત્ર સંધિઓ કરેલી છે.

સ્વદેશના ઉદ્ધાર માટે તેમણે ઘણા સુધારા દાખલ કરવા માંડયા છે. અફઘાન લોકોને દરેક જાતનું શિક્ષણ આપવાને તેઓ હોંશથી મથી રહ્યા છે. દેશમાં નિશાળો વગેરે સ્થાપવા



બાદશાહ અમાનુલ્લાખાન.

ટાઇમ્સ ઑફ઼ ઇન્ડીઆના સૌજન્યથી.

ઉપરાંત યુરોપની વિદ્યા અને કલા શીખવા માટે તેઓ ઘણા અફ્ઘાન જવાનોને યુરોપ મોકલે છે. ઉદ્યોગ વધારવાને નવાં કારખાનાંઓ કાઢે છે, અને નવા હુન્નરધંધાને ઉત્તેજન આપે છે. દેશમાં વેપાર વધારવાને નવા રસ્તાઓ, આગગાડી, ટેલીગ્રાફ, પોલીસ, કરવેરો વગેરેની સંગીન વ્યવસ્થા થઈ છે. આવી રીતે પોતાના દેશમાં બધી જાતની વસ્તુઓ બને અને તેથી લોકો સ્વાશ્રયી થાય એવી એમની મુરાદ છે.

દુનીઆની બીજી પ્રજાઓની આર્થિક અને સામાજિક પ્રગતિ તથા રહેણીકરણી જાતે જોઈ પોતાના દેશમાં સુધારા વધારા કરવાના શુભ હેતુથી તેમણે યુરોપમાં અને બીજા દેશોમાં મુસાફરી કરી. આ દરમીઆન તેઓ આપણા હિન્દમાં પધારેલા. અને તે વખતે લોક અને સરકારે માન સાથે તેમને આવકાર આપ્યો.

તેઓ ઇસ્લામી હોઈ તેમની હિન્દુ–મુસલમાન પ્રજા ભાઈચારાથી હળીમળીને રહે છે. મુસલમાની ધર્મના પાલનમાં તેમણે જમાનાને અનુસરતા સાંસારિક ફેરફાર કરવા માંડયા છે.

આવાં આવાં મોટાં કામમાં તેમનાં શાહબાનુ સુરૈયાનો પૂરો સંગાથ છે. દુનીઆની મુસાફરી કરી, જાતે જોઈ સમજી, રિવાજી પડદો કાઢી નાંખી અફ્ઘાન ઉન્નતિ માટે આગળ પડતો ભાગ લે છે. આમ પોતાનાં ખાવિંદનાં તેઓ ખાસ મદદગાર થઈ રહ્યાં છે.

આવા રાજાના અમલમાં હિન્દુસ્તાન અને અફઘાનીસ્તાન વચ્ચે પરસ્પર એકદિલી અને પરિચય વધે એવી આશા જરૂર ફળે.

## ૧૯

## શાંતિવાદી વિલ્સન.

હાલના જમાનાની અનેક નવીન શોધો માણસ જાતને મદદ કરી રહી છે. દૂરબીનથી દૂરની ચીજો નજીક દેખાય છે. સૂક્ષ્મદર્શક યંત્રથી સાધારણ આંખે ન દેખાય એવી બારીક ચીજોનું ભાન થાય છે. ટેલીફોન, ટેલીગ્રાફ, અને વાયરલેસ હઝારો માઇલ દૂરના સંદેશાઓ લઇ જાય છે. આગગાડી, આગબોટ અને હવાઇ વિમાનો દૂરદૂરની મજલો ઝડપથી કાપે છે. આવી રીતે મનુષ્ય પોતાની બુદ્ધિના બળવડે જમીન, હવા અને પાણી વગેરેમાં કુદરતની મહાન શકિતઓ પર કાબુ મેળવી રહ્યો છે.

આ બધાં સાધનો વડે મુસાફરી, વ્યાપાર અને બીજા બધા દેશપરદેશના વ્યવહારો ઘણા સરલ થઇ ગયા છે. હજારો માઇલનો અંતર હવે નજીવો લાગે. કારણ કે ગમે એટલી દૂર જગ્યાએ થોડા કલાકમાં સંદેશા મોકલી શકાય છે. અને થોડા દિવસમાં બહુ લાંબી મુસાફરીએ જઇ શકાય છે, અથવા વ્યાપાર માટે માલ મોકલી કે મંગાવી શકાય છે. આમ થવાથી

જુદા જુદા દેશો અને લોકોનો આર્થિક, સામાજિક અને સંસ્કારી સંબંધ ગાઢ થતો જાય એમાં શો શક !

આવા અવનવા સંબંધોને લીધે મનુષ્યમાત્ર હાલ માની રહેલ છે કે નજીકમાં રહેતા હોય તેજ કાંઇ પાડોશી ન કહેવાય. જેની સાથે સંબંધ તે પાડોશીજ; પછી તે નજીક રહેતા હોય કે દૂર. આથી યુરોપના મહાયુદ્ધ પછી કેટલાક મોટા માણસોએ એવો મનસુબો કરેલ છે કે પૃથ્વીભરમાં નવું જીવન લાવવા, પશુબળ ટાળવા, અને એકમેકપર પ્રીતિ વધારવા બધાં રાજ્યો અને પ્રજાઓએ ગાઢો સંબંધ બાંધવો. આવો અખંડ સંબંધ બાંધી તેને હમેશને માટે સાચવવામાં આવે તો જુદાં જુદાં રાજ્યો અને પ્રજાઓ વચ્ચેની ગેરસમજુતી નાબુદ થાય, લડાઇનાં કારણો દૂર થાય અને સર્વત્ર સુલેહ પ્રસરે. આ ઉત્તમ હેતુઓ પાર પાડવા માટે સ્થાપવામાં આવેલી લીગ ઑફ નેશન્સ નામની સંસ્થા ઉઘાડવામાં મોટો ભાગ લેનાર અમેરિકાના પ્રેસીડન્ટ વિલ્સનની વાત આપણે કરીશું.

અમેરિકા ખંડની ઉત્તરે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા નામનો મુલક ઘણો આગળ વધેલો પ્રદેશ છે. અસલ તો તે અંગ્રેજ લોકોના તાબામાં. ત્યારબાદ સ્વતંત્ર થયો. ત્યાંના લોકોએ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. દર ચાર વરસે લોકો પોતામાંથી એકને રાજ્યનો કારભાર ચલાવવા માટે ચુંટી કાઢે છે. તેને મદદ કરવાને એક પ્રધાનમંડળ નીમે છે. તેમની પસંદગી લોકોએ ચુંટી કાઢેલા સભાસદોમાંથી કરવામાં આવે છે.

એવા પ્રજાસત્તાક દેશના વિલ્સન નામના એક વિખ્યાત પ્રમુખ થોડા વખતપર થઇ ગયા. તેમની કારકીર્દીની અસર આખી દુનીયામાં થઇ. પ્રમુખ થતાં અગાઉ તેઓ રાજ્યનીતિના પ્રોફેસર હતા એ વિષયનો તેમણે અપૂર્વ અભ્યાસ કરેલો અને ઘણા ગ્રંથો રચેલા. એમાંના કેટલાક આપણા દેશમાં બી. એ. અને એમ. એ. ની ઉંચી પરીક્ષાઓ માટે શીખવાય છે.



પ્રેસિડન્ટ વિલ્સન.

એવા બાહોશ, અને ડાહ્યા સંસ્કારી સજ્જનને તો જગતભરમાં સુખશાંતિ રહે તેજ ગમે ને ? દેશો વચ્ચે લડાઈ અને

ખુનામરકીની તેઓ વિરૂદ્ધ હતા. અને દરેક દેશ બીજાઓ સાથે સ્નેહભાવથી રહે એવો તેમનો મત હતો.

સને ૧૯૧૪ માં યુરોપમાં મહાયુદ્ધ થયું. તેથી દુનિઆ-ભરને ભારે નુકસાની થઈ અને અસંખ્ય સિપાહીઓનું લોહી રેડાયું. અમેરિકાને પણ તે યુદ્ધમાં ઉતરવું પડયું. લડીલડીને બધા થાકયા. ચાર વર્ષને છેડે યુદ્ધ શમ્યું. જગતમાં શાંતિવાદ પ્રસર્યો. હવેથી આવું ભયંકર યુદ્ધ કદી જાગે નહિ, અને દુનીઆનાં બધાં રાજ્યો શાંતિથી પોતાનો કારભાર હળીમળીને ચલાવે એવી જાગૃતિ થઈ. તે માટે બધા દેશોના રાજ્યકર્તા-ઓના સંઘનું એક મંડળ સ્થાપવા માટે જગતના હિતેશ્રી વિલ્સને ભારે પ્રયાસ કર્યો. લડાઈ દરમ્યાન અને સુલેહ થઈ ત્યારે વિલ્સન અમેરિકાના પ્રેસીડન્ટ હતા. આ પ્રયાસને લીધે "લીગ ઓફ નેશન્સ" નામની સંસ્થા ઉભી થઈ. તેનું કાર્યાલય યુરોપના સ્વિટઝરલેંડ દેશના જીનીવા શહેરમાં છે.

દુનીયાના દેશોના પ્રતિનિધિઓ ત્યાં વારંવાર મળીને અરસપરસના હિતના સવાલોની ચર્ચા અને તેનું નિરાકરણ કરવા માટે મહેનત કરી રહ્યા છે. તેમાં દરેક દેશે લશ્કરનો, દરિયાના કાફલાનો તથા યુદ્ધની બીજી સામગ્રીઓનો ખર્ચ ઓછો કરવો એવા ઠરાવો થયા છે.

હજી દુનીઆના બધા દેશો આ સંઘમાં જોડાયા નથી. તોપણ વિલ્સને આ ચળવળ ચાલુ કરી ત્યારથી દરેક દેશને

આ વિચારનું સમાધાન કરવું પડે છે. કેમકે તેમાંજ બધાંનું સમાનહિત છે. નાનાં રાજ્યોને મોટાં રાજ્યોની જે બીક લાગે છે તે આ ગોઠવણથી શાંત થાય. આ સંઘ સ્થપાવાથી દુનીઆમાંથી લડાઇનો સમૂળગો ભય ગયો એમ હજી કહી શકાતું નથી. પણ આ વાતની આવી સંગીન હીલચાલ શરૂ કરવામાં વિલ્સને જબરી મહેનત ઉઠાવી તેથી દુનીઆના ઇતિહાસમાં શાંતિવાદી વિલ્સન તરીકે તેનું નામ અમર રહેશે.

---

# ગેટવે ઑફ ઇન્ડીઆ ઇતિહાસમાળા

## સાત ભાગોમાં.

પુસ્તક પહેલું. ઇતિહાસની વાતો—ભાગ પહેલો.

પુસ્તક બીજું. ઇતિહાસની વાતો—ભાગ બીજો.

પુસ્તક ત્રીજું. ઇતિહાસની વાતો—ભાગ ત્રીજો.

પુસ્તક ચોથું. હિન્દુસ્તાનના ઇતિહાસની રૂપરેખા.

પુસ્તક પાંચમું. ઇંગ્લાંડના ઇતિહાસની રૂપરેખા.

પુસ્તક છઠ્ઠું. હિન્દુસ્તાનનો ઇતિહાસ.

પુસ્તક સાતમું. ઇંગ્લાંડનો ઇતિહાસ.

રા. દિનકર વિનાયક કાળે એમ.એ. ને હાથે લખાયેલી મરાઠી આવૃતી પણ બહાર પડશે.

લૉંગમેન્સ ગ્રીન એન્ડ કંપની લીમીટેડ.




ઉપરના નકશામાં આ પુસ્તકમાં જણાવેલા મુખ્ય સ્થળોજ બતાવેલાં છે.